# સુબોધ ચિંતામણી.

એટલે

ભરત ખંડી આર્યોમાં ચાલતા વેહેમો અને
કુધારાનું ખંડન કરી, ચિંતામણી તુલ્ય
અમૂલ્ય સુબોધ પ્રદાયક

## પદ્ય.

---

બનાવી પ્રસિદ્ધ કરનાર

**શેઠ વલ્લભદાસ પોપટ.**

ઉપજાતિ છંદ.

કલ્યાણ કર્તા કવિનો તમાચો !
રાચો મુખે ખાઈ સદૈવ સાચો ;
ખરા પણાનો મન રે'ન ખાંચો ,
સુબોધ ચિંતામણિ ગ્રંથ વાંચો .

****************

॥ सत्यमेव जयते ॥

****************

આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૩૮—સન ૧૮૮૨—બ્રાહ્મ સંવત ૫૩.

મુલ્ય—ચૌદ આના. પાકી બાંધણીના પંદર
આના. છીંટવાળીનો ૧ રૂપીઓ.

# સુબોધ ચિંતામણી.

એટલે

ભરત ખંડી આર્યોમાં ચાલતા વેહેમો અને
કુધારાનું ખંડન કરી, ચિંતામણી તુલ્ય
અમૂલ્ય સુબોધ પ્રદાયક

પદ્ય.

---

બનાવી પ્રસિદ્ધ કરનાર

## શેઠ વલ્લભદાસ પોપટ.

ઉપજાતિ છંદ.

કલ્યાણ કર્ત્તા કવિનો તમાચો !
રાચો મુખે આઈ સદૈવ સાચો ;
ખરા પણાનો મન રે'ન ખાંચો,
સુબોધ ચિંતામણિ ગ્રંથ વાંચો.

********************

॥ सत्यमेव जयते ॥

********************

આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૩૮—સન ૧૮૮૨—બ્રાહ્મ સંવત ૫૩.

મુલ્ય—ચૌદ આના. પાકી બાંધણીના પંદર
આના. છીંટવાળીનો ૧ રૂપીઓ.

# પુસ્તક ૧ લું.

### ઉપજાતિ છંદ.

ચિંતામણી કલ્પિત જૂઠ ભાસે,
ન્હોતી નહોશે નથી કોઈ પાસે;
ચિંતામણી તો ખરિ સત્ય ગ્રંથ,
દેખાડિ આપે સુપવિત્ર પંથ.
ચિંતામણી હાજર હોય જેને,
ઇચ્છીત થાયે ફળ પ્રાપ્ત એને;
સુબોધ વાંચી મન જો વિચારે,
થશે ફળો તે મણિ તુલ્ય ભારે.



## અમદાવાદ

મામાની હવેલી મધ્યે યુનૈટેડ પ્રિન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"નાપ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

# अर्पण पत्रिका.

શેઠજી સાહેબ.

## મનજી નથ્થુભાઇ.

### શાર્દૂલ વિક્રીડિત

દૂકાળે પ્રતિદિન દીન જનને, દીધી તમે સાહ્યતા,
રાંકાટો તણિ અન્નદાન દઈને, આપે હરી આપદા;
સર્વે મ્હાજન મંડળે મદદજે, ધાન્યાદિ દીધી હતી,
તેના જેટલિ સાહ્યતા કરિ તમે, તેએકલાએ અતી.
ખોજા જ્ઞાત વિષે નિરાશ્રિત તણું, મુંબૈ વિષે ફંડ છે,
એ ફંડે ભરિ રે'મથી રકમને, તે કીર્ત્તિનો કુંડ છે;
ઈત્યાદી શુભ કામથી સરવદા, સારૂંજ થાવા વકી,
મનજી ભાઈ ભલાઈ છાઈ જનમાં, મહુવા વિષે એથકી.
કલ્કત્તે જઈ રોજગાર કરિને, રીદ્ધી રૂડી પામિયા,
જાતી યત્ન વડેજ આપ કરમી, ઊંચી સ્થિતીએ ગયા;
એથી દુઃખસુખે થતાં અનુભવી, આવી અતી નમ્રતા,
માયાળુ દિલને સ્વભાવ સુખદા, વાધી વળી વિદ્વતા.
ખોજા કોમ તણા વિચાર કરિને, કાઢ્યા કુધારા ઘણા,
વીવા મર્ણ સમે ઘણી વિટમણા, ખોદ્યાં મુળો તેતણાં;
દા'ડા જારત દુઃખને જડમુળે, ઈચ્છા હજી કાઢવા,
ઉત્કંઠા અતિ શુદ્ધ અંતર વિષે, જ્ઞાતી સુધારો થવા.
મિથ્યા વે'મ કુચાલ હાલ હણવા, એ હેતુ આ ગ્રંથનો,
સંસારી સુખને સ્વતંત્ર છુટથી, રે ભોગવે સૌ જનો;
એમાં આપનિ ખંત ખૂબ નિરખી, બૌ હોંશ હૈયે હતી,
એથી આ શુભ ગ્રંથ અર્પણ કરી, આનંદ પામું અતી.

## દોહરો.

હેતે હરી સ્મરણ કરૂં, ઇચ્છું હરીપ્રસાદ;
અરનિશ હરીપ્રસાદથી, પામિશ દિલની દાદ.

# પ્રસ્તાવના.

## દોહરો.

પ્રથમ પુરણ પ્રસ્તાવના, વાંચી થા વાકેફ;
ઊતરશે નહિ એવિના, ક્રોધ રૂપી તુંજ કેફ. ૧

ઈનસાફી અંગ્રેજ સરકારના પ્રતાપથી આપણા આર્ય દેશમાં—ભરતખંડમાં કેટલાંક વર્ષથી કેળવણીનો પ્રસાર થયોછે. વિદ્યાની કેળવણી વડે મનુષ્ય સત્ય અસત્યની પરિક્ષા કરી શકેછે. કેળવાએલાં મનુષ્યો દરેક દેશનો શણ-ગાર છે. વિદ્વાનો પોતાની પાછળ બીજાઓને દોરી શકેછે અને સંસારની અનેક વિટમણા તથા સંતાપનું નિવારણ કરી, અજ્ઞ મનુષ્યોને સન્માર્ગ દર્શાવેછે. એવા મહાત્મા પંડીતો સર્વને પૂજ્યછે.

બેચાર સૈકાથી ભરતખંડી આર્યોની પડતી હતી. તે પતીતકાળમાં અવિદ્યાને લીધે ઘરસંસાર વ્યવહારમાં અને ધર્મમાં અનેક જાતના વેહેમો દાખલ થયાછે. એવા મિથ્યા વેહેમોને વશ થઈ દીન મનુષ્યો અત્યંત ક્લેશકારક દયાપાત્ર દશા ભોગવેછે. તેવા પામર જીવડાઓને કેવળ ભ્રમનાથી રીબાતાં જોઈ કેટલાક કેળવાએલા પુરૂષો તે સંબંધી ઉપદેશ કરતા આવ્યા છે.

વિદ્યાનો વધારો થવાથી સુધારાનો સૂર્યોદય થયો, અને તેના આગેવાન પરોપકારી પુરૂષો 'સુધારાવાળા'ને સા-માન્ય નામે ઓળખાવા લાગ્યા.

હિંદના પશ્ચિમ ભાગમાં-ગુજરાતદેશમાં સુધારાવાળાના અગ્રેસર તરીકે ઉત્તમ કપોળ કરશનદાસ મૂળજી, રાવ સાહેબ મહીપતરામ રૂપરામ અને મેહેતાજી દુર્ગારામ

મંછારામ વગેરે વિદ્વાનોએ એવા હાનીકારક કુચાલો અને વેહેમોનો વિનાશ કરવા યત્ન કર્યોછે અને કરેછે. નિશાળોમાં ચાલતી પુસ્તકમાળામાં એ હેતુ કેટલેક દરજ્જે પાર પડે એવા ઉદ્દેશથી લખાણ કર્યું છે, તથા એ. કે. ફાર્બસ સાહેબના શ્રમથી સ્થપાએલી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પણ ઇનામો આપી એવા નિબંધો રચાવ્યા છે. તથાપિ હજુસુધી એ મિથ્યા વેહેમો અને કુચાલોનો સમુળગો નાશ થયો નથી. એ દુષ્ટ વેહેમસિંહના સપાટામાં સપડાએલા મારા દેશી બાંધવોને જોઇ મારા દિલમાં દયા સાથે ખેદ ઉત્પન્ન થયો. છૂટક છૂટક વિષયો ઉપર એ સંબંધી એકકે સંપૂર્ણ કાવ્યગ્રંથ નહિ દેખવાથી તેવું પુસ્તક રચવાની રૂચી મારા હૃદયમાં થતાં આ પુસ્તક મેં બનાવીને બહાર પાડ્યું છે. આશાછે કે તેવા પુસ્તકને પંડીતો પ્રેમદૃષ્ટિથી જોશે.

આપણી ગુજરાતમાં પિંગળના છંદો કરતાં દેશી રાગો હજુ વધારે પ્રસીદ્ધછે. સ્ત્રી અને પુરૂષો ગામડાં અને શેહેરોમાં વિશેષે કરીને દેશી ગરબા, ગરબી, પદ, ધોળ વગેરે ગાયછે. વિવાહ, મેળાવડા, તેહેવારો તથા નવરાત્રીના દિવસોમાં તેવી કવિતા ગાવાનો શોખ અત્રે વિશેષ છે. તેથી મેં તેવાજ રાગોમાં બોધ આપવા આ પુસ્તકદ્વારા દુરસ્ત ધાર્યું છે. તોપણ તેમાં ઘણી દેશીઓનો સંગ્રહ નહિ કરતાં જે ઢાળ બધા ભાગમાં પ્રસિદ્ધ છે તેવાજ ઢાળમાં એકથી અનેક કવિતાઓ રચીછે.

મારા બનાવેલા માહેશ્વર વિરહના લઘુગ્રંથથી તથા વિજ્ઞાનવિલાસમાં આવતી મારી કવિતાઓ ઉપરથી કેટલાક એવું કહેછે કે મારી કવિતાઓ અઘરી છે, તેમાં

અપ્રસિદ્ધ સંસ્કૃત શબ્દો વિશેષ આવવાથી બધા લોકોને સમજવાને લાયક એ કવિતાઓ નથી. ખરૂંછે કે જ્યારે શિખાઉ અવસ્થા હોય છે ત્યારે તેવું કંઈક બને છે. આપણા કવીશ્વરના મત પ્રમાણે મારો હાલનો વિચાર સરલ કવિતા તરફ વધારે છે. રસ અને મીઠાશના ઘુંટડા એવી કવિતાથી સર્વને આવેછે, અને દેશી ઢાળમાં એ નિયમ બરાબર સાચવી શકાય છે, મારી કવિતાના કોડીલા જોઈ લેશે કે આ ગ્રંથમાં સારી રીતે સરલતા રાખવામાં આવીછે. પ્રીતમદાસ, ભોજોભગત અને સ્વામીનારાયણ પંથનો દેવાનંદ ગુજરાતમાં પ્રખ્યાત છે. શામળ, પ્રેમાનંદ, અખો અને વલ્લભની જેવા એ કવિયો નથી તોપણ પેહેલા વર્ગનો દાવો ધરાવે એવાછે; એ ત્રણેની કાવ્યના ઢાળ પસંદ કરી સુબોધચિંતામણીના પેહેલા ત્રણ ભાગની કવિતા બનાવી છે. ચોથામાં વિવિધ રાગને દેશીઓ છે.

સમજુની શિખામણછે કે ગોળે મરે તેને અફીણ શીદ પાવું જોઇએ? પરંતુ લોકોમાં કુધારાનું એટલું પ્રાબલ્યછે કે ગોળે તો શું પણ સાકરથીએ મરે એમ નથી. કટુપદ્ધતિથી લોકો ચીડાય એ ખોટુંછે. તેઓ પદ્ધતિમાં સમજતા નથી. પોતાને મળતા વિચારમાં ગમે એવી કડવી વાણી પણ ગમે છે. આગળના કવિયોએ કડવી વાણીમાં કચાશ રાખી નથી. મૂર્ખ, ઢોર ઇત્યાદિ કડવાં વિશેષણવાળા ભોજાભગતના ચાબખા, માઠું નહિ લાગતાં ઉલટા મનુષ્યોને મીઠા લાગેછે. "કહે નરભો ફદ ગધેડીના, શિદ વણસાડ્યું ધાનરે!" આવાં કડવાં કથનોથી પણ લોકો ખીજાતા નથી. ખીજાવાનું કારણ વિષયછે. ભક્તિ, વૈ-

રાગ અને સામાન્ય ધર્મ સંબંધી વાતો મનુષ્યોને ગમતી છે. તે ગમતા વિષયમાં તેમની ભુલ માટે ઉભાને ઉભા ચાબકા ઝુડી કાઢો તોપણ ક્રોધ કરનાર નહિ, તેથી ઉલટું વિધવાવિવાહ વિષે ગમે એટલું મીઠું બોલો તોપણ ખીજશે. ખીજવા ઉપર જોવાનું નથી. રગેરગ વ્યાપેલો રોગ કડવાં ઔષધો વિના નાશ પામે નહીં. ઘણી વખતે ચાબકા બહુ અસર કરેછે. અંતઃકરણને વીંધી આરપાર જાય છે. ગ્રંથની બાંધણી એવી હોવાથી મથાળે મૂકેલો ઉપજાતિ એવોજ બનાવ્યો છે. સુજ્ઞોએ સાર ગ્રહણ કરવો જોઇએ.

કલ્પવૃક્ષ, કામધેનુ, અક્ષયપાત્ર તથા ચિંતામણી, એ પૂર્વેથી કવિકલ્પિત જણાય છે. સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધછે તેથી ત્રણેકાળમાં અસત્છે. તેમાંનું હરકોઇ પાસે હોય, અને જે કલ્પીએ તે મળે એ વાત પ્રમાણભૂત નથી. તથાપિ એ શબ્દો રળીઆમણા છે, પરાપૂર્વથી જોડાતા આવ્યા છે, તેથી મેં તેવું નામ રાખ્યું છે. જો અલંકારી અર્થ કરીએ તો સત્ય છે. એ સુબોધમાં જે જે વિચારો દર્શાવ્યાછે, તેને અનુસરી ચલન થાયતો સુખરૂપી અમૂલ્ય ફળ અવશ્ય મળે.

આ પુસ્તકમાં જે ચોથો ભાગછે, તેમાંની કેટલીક ગરબીનો ભાવાર્થ બાળલગ્ન બત્રીશીના પુસ્તકમાંથી ઉતારા તરીકે છે. તે લઘુ ગ્રંથની કાવ્ય મને ઘણી ઊત્તમ લાગી, પરંતુ તેમાં મૂકેલા રાગ અમારા તરફ અપ્રસીદ્ધ હોવાથી ખાસ નવરાતરમાં પુરૂષોને ગાવા લાયક રાગોમાં તે ભાવાર્થ સમાવ્યો છે. તેના વિદ્વાનકર્ત્તાની પાસે તે બાબતની ક્ષમા ચાહુંછું.

ઈશ્વર પ્રાર્થના માળાના કર્તાની કાવ્યમાધુર્યતા શાળાપત્રે દીંડીઓની પહોંચ આપતાં અષ્ટ કહીછે. તે કવીની કાવ્ય મીઠાશ મને અધીક લાગીછે. શાળાપત્રના તે લખનારના મત મુજબ મારો પણ મત છેકે હાલના કાવ્ય કરનારને તેમણે હઠાવ્યા છે. એજ પ્રમાણે નવલબત્રીશીની કાવ્યપણ એ વિષે લખાએલા વિષયમાં સર્વોત્કૃષ્ટ છે. ભાષા જુસ્સાભેર -હૃદય લાગણીને રોશન કરનારી છે. આ ગ્રંથમાં મેં તેવીજ પદ્ધતિ પસંદ કરી છે. કવિતામાં આવેશથીજ રસની સંપૂર્ણતા થાયછે. કરૂણા રસનો આવેશ રૂદન કરાવેછે, વીર રસનો આવેશ ઘાયલને પણ ઉભો કરેછે. આવેશ વિના ફિક્કાશ લાગેછે.

કેટલીક વાતો એવી હોયછે કે તે બધા વાંચે તો હાની થાય, પણ તે ખાસ કોઈ માટેજ જોડેલી હોયછે. જેમ બાળલગ્ન બત્રીશીમાં સાસરે જનારાની અકળામણ, કજોડાંની ફજેતી વગેરે એવી વાતો છે કે તેવી સ્ત્રી જો તે વાત વાંચે તો વધારે નફટ થાય. "હા હું વેરાગણ હા હું વેરાગણ, ઈશક અલેક જગાવા.રે" વગેરે વાક્યો તેવી સ્ત્રીને સુધારનારાં નથી. પરંતુ તે જોડવાનો હેતુ તેવી સ્ત્રીના માતા પિતા સાસુ સસરાને શીક્ષા અર્થે છે. તે સ્ત્રી અર્થે નથી. તેને માટે બીજાંછે. "જેવો મળ્યો તેવો ભોગવવો, મા બાપે આપ્યો તે શીર ઉપર, સજોડાંવાળીને પણ ઘણાં દુઃખ હોયછે, સંતોષ રાખવો." વિગેરે વાક્યોથી સમાધાન કરી તેવીનું મન શાંત કરવું જોઈએ. કેમકે નાત રીતિ પ્રમાણે બીજો ઉપાય નથી. ઉપરનાં જેવાં ગીતોથી તેવી તરૂણીને અધીક સંતાપ થાય, કે વાંચવાથી વધારે કલેશી થાય, માટે એવાં ગીતો નજ જોડવાં એવું કોણ કહેનાર

છે? તેમ શૃંગાર રસ સર્વ હૃદયમાં કુદરતી છે. તેને અટકાવનાર કોણ છે? મોટા મોટા સંસ્કૃત કવિઓએ પણ તેમાં ઝોકાં ખાધાં છે. કાળીદાસ, ભવભૂતી તો શું, પણ બ્યાસ અને વાલ્મિકે ક્યાં બાકી મૂકીછે? ગુજરાત તથા કાઠિઆવાડ દેશની વાર્તાના લખનારે તે સંબંધી જે અભીપ્રાય આપ્યા છે તે વજનદાર છે. નિશાળમાં ભણનારા એકલી નીતિ અને સામાન્ય શુષ્ક જ્ઞાન ધરાવનારા રસમાં નિર્માલ્ય છે. શૃંગારના અમૃતરસ કુંડાના પાનથી તેઓને પુખ્ત ઉમરે પણ દુર્ભાગ્ય રાખવા કહેવું એ હક ઓળવવા જેવું છે. સંસારમાં મનુષ્યજાતને જે સુખછે તેમાં તેપણ એક સુખછે. તેમાં અજાણ રહી, પ્રેમ સુખ નહિ ભોગવી ફિક્કા વિહારથી જીંદગી ગુજારવી તે પશુ તુલ્યછે. ખરા પ્રેમરસની લેહેજત અને ખુબી તેવાના જાણવામાંજ નથી. કરૂણા, વીર વગેરે રસો ખુબ વર્ણવવા પણ શૃંગાર નહિ એમ કોઈ કવીરાજ કહેછે. પરંતુ શૃંગાર રસરાજ છે. ધણી કરતાં સેવકોને ઉંચી પદ્ધિ આપવી એ અઘટીત છે. સર્વે રસો કુદરતી છે તેથી વિવેચકો તેની હદ રાખી શકતા નથી. દરેક દેશમાં, દરેક ભાષામાં એમ થયું નથી અને થશે નહીં. પરંતુ મારો વિચાર એવો છે કે જેમ કેટલીક વાતો બાળકો અમુક વર્ષે પહોંચે ત્યારેજ તેને જણાવવી જોઇએ, તેમ પુસ્તકો પણ તેમની વય ઉપર આધાર રાખી હાથમાં મૂકવાં જોઇએ. દુનિઆમાં એવી થોડીજ વસ્તુછેકે જેમાં બધી રીતે લાભ હોય. અને એવી થોડી પણ જેવી જોઇએ તેવી અસર કરે નહિ વહુવરની વાર્તાથી વિદ્યાર્થી બાળકોને દૂર રાખવાં, તેથી તે નઠારી કરતી નથી. તેમ નાનાં બાળકોને કેવી સોબત, કેવાં પુ-

સ્તક રાખવા દેવાં એ વાત સમજીને અમલમાં આણ-
વો તે માબાપનું કર્ત્તવ્ય છે.

આ પુસ્તકમાં નીંદાએલો શૃંગાર તે નીતિ વિરૂદ્ધ શૃંગાર છે. પરનર અને પરનારી વિષેનો શૃંગાર પાપીષ્ટ છે, વ્યભીચાર છે. કૃષ્ણ સંબંધી ઘણાં ગીતો એવાંજ છે. ગોપીઓ સ્વકિયા નહીં પણ પરકિયા હતી, માટે તેની છાપ ઉંધી પડી ભલાંને ભ્રષ્ટ કરે. કોઈ મનુષ્ય પોતાની માલિકીનો પદાર્થ જડસા પેઠે એમનોએમ ભક્ષ કરે, અને કોઈ તેને કેળવી વધારે સ્વાદીષ્ટ કરી વિવેકથી ખાય તેમાં કાંઈ ખોટું નથી. કિંબહુના? પ્રથમોક્તથી ઉત્તમ છે. નીતિવાન નાયક નાયકાનો પ્રેમ, વિયોગ વગેરે શૃંગાર વાંચનાર સ્ત્રી પુરૂષની પ્રીતી દૃઢ કરેછે. શૃંગાર નહીં પણ બીભત્સરસ નીંદ્યછે. બહુ પ્રીતીનું શૃંગારરૂપે વર્ણન તે કાંઈ બીભત્સ નથી. અઘટીત શબ્દોને વાપરી શૃંગારનો બીભત્સ બનાવવો એ ઉત્તમ દંપતિનું લક્ષણ નથી.

કેવળ ગમ્મત માટેજ ગાથાઓ જોડવી અને મૂર્ખ રાજાઓનાં વખાણ કરવાં એ કેટલાક કવિયોનો ધંધો હતો. પણ તેથી દેશને લાભ નથી. મહાભારતકાવ્ય વીર રસથી ભરપુરછે, તે સાથે કરૂણારસની પણ હદ વાળી દીધીછે. તે કાળે દેશની આબાદી હતી. એ આબાદીકાળ વિક્રમાદિના સમયમાં પણ હતો. શૃંગાર રસનું તે કાળે પ્રાધાન્ય હતું. કાળીદાસાદિએ શૃંગારને બહુ દીપાવ્યો છે. પણ પાછળથી દેશની પડતી થઇછે. પતીતકાળમાં વીર અને કરૂણા રસની જરૂર છે. શામળ અને પ્રેમાનંદનો કાવ્ય બહુ ભાગે મીઠાશ તથા ગમ્મત ઉપજાવે છે, તેમાં નીતિસૂચક વિષય છે તે સામાન્ય છે; અખાની કવિતા

ચાનક આપનારી છે, પરતુ તે કાળે લોકોનો ભય હોય, કિંવા વેહેમોના યથાસ્થિત ખંડનનું ગ્નાન ન હોય; ગમે તેમ હોય પણ વેહેમોને ઉત્તેજન મળ્યુંછે. શુકન, મૂહુર્ત, ભૂત, પ્રેત નડ્યાંછે. ચિતાર આપવો હોય તો પ્રસ્તાવના તરીકે કયાંઈ સૂચના જોઈએ. બીભત્સ ગીતો બનાવવામાં દયારામ મૂખ્યછે, અને બીજા પરચુરણીઆ ઘણા છે. સ્ત્રીઓ તેમાં વિશેષે વૈષ્ણવપંથી એવાં ગીતો ગાયછે તે હાનીકારક છે. પરકીઆનો એમાં ભાવછે. 'ગીતાવળી' નામનું એક સુધરેલું પુસ્તક મારે બનાવવું છે. એમાં એવાં નવાં ગીતો દાખલ કરવાં છેકે જેમાં હર્ષ, ઈશ્વર-પ્રીતિ, નીતિ વગેરે ઉત્તમભાવ આવે. વિવાહ અઘરણી વગેરે ખુશ પ્રસંગે જે જે જૂનાં ગીતો ગવાયછે, તે બધાંનો એકવાર તો સંગ્રહ થવો જોઇએ. તે ગાવાનો શું ભાવછે, તેમાં ઉંડો શો હેતુછે, તે સર્વનું તીક્ષ્ણ દૃષ્ટિથી અવલોકન કરી તેજ હેતુ ઉપર તેજ રાગમાં શાંતરસ પ્રાધાન્યે જો-ડાય તો ધારણા સફળ થાય. પરંતુ તેમાં વધારે શોધ અને સહાયતાની જરૂર છે. ઈશ્વરકૃપાએ તે થશે તો ગ્રંથ બહાર પડશે. સુધરેલા દાનાવોને પસંદ આવે, સુધરેલી સુંદરીઓને રસીક અને મલાયજા પડતાં લાગે, એવાં ગીતો આવતા જમાનામાં વધારે ઉપયોગી થઈ પડશે.

મારી સરલ કવિતામાં કાઠિઆવાડી શબ્દો કેટલેક ઠે-કાણે આવ્યાછે. પ્રાંતભેદના શબ્દો પણ હશે; તથાપિ એ પદ્ધતિ મને પસંદ છે. એક ભાઇબંધે એક ઉત્તમ પુસ્ત-કની તેવી ભાષા માટે ટીકા કીધીછે. એ ટીકાની ટીકા એછે કે સારો લખનાર પણ એવું લખેછે, અમુક શબ્દ બીજા ભાગમાં નહિ બોલતો હોય એવી વખતે ખબર

પણ ન પડે. તે ટીકાકારે તેજ ટીકામાં 'ગીલ્લો' શબ્દ વાપર્યો છે, તે પણ પ્રાંતભેદનો શબ્દ હશે. એનો અર્થ અમારા તરફ કોઈ જાણતું નથી. સંસ્કૃત શબ્દનો અર્થ જાણે પરંતુ ગ્રામ્ય શબ્દનો અર્થ પંડીત પણ ન સમજે એ ખોટું છે. સબંધ ઉપરથી અર્થ જાણી શકાય. તો પણ તે સૂચકની સૂચના મુજબ મેં તેવા શબ્દોની ટીપ આપીછે.

આ પુસ્તકમાં લખેલી બીના કાઠિઆવાડ સાથે— તેમાં પણ ગોહીલવાડ સાથે વિશેષ સંબંધ રાખેછે. હિંદુઓ—તેમાં વાણીઆ, તેમાં પણ દશાશ્રીમાળી વાણીઆની રાહ રસમ સાથે નિકટ સંબંધ ધરાવેછે. તેમની નાતોમાં જોએલા કુધારા ઉપર હુમલાછે.

શૌર્ય ચડાવનાર ચાબકામાં ડાહી સરકાર સાથે ભીડવું એવો ભાવાર્થ નથી. કુધારા સામે ભીડવું જોઇએ. તે સંબંધી શૌર્યને સંભારતાં રજપૂતો યાદ આવ્યા. તેમની હિંમત, દઢતા યાદ આવી. હિમત તથા દઢતાનું હાલ ઘણું કામછે. તે નથી માટે નોંધ્યાછે. રક્ષણ માટે સરકારને જે વૃથા ચીંતા રાખવી પડેછે, તેમાં ઘટાડો થાય. કોઈ બળવાન શત્રુને અટકાવી શકાય. હિંદનો વિસ્તાર થોડો નથી તે છતાં જો રૂશિઆ આવે તો કેટલા સામા ટકી શકે એ વિચારવું ખેદકારકછે. માટે કસરતો કેળવણી વગેરેથી મજબૂત થવું જોઈએ. લડવા પ્રસંગ નથી તો તે કરતાં પણ વધારે જોખમના પ્રસંગો રૂપી રણમાં ઉભા રહેવાનું હાલછે. પ્રજામાંથી ઘણી જાતના કુધારા કાઢવા અભ્યાસ કરી વિલાયત જવું, પાર્લમેંટમાં રીતભાતથી વાકેફ થઈ જાતે દેશનાં દુઃખો કહેવાં, અને તે માટે મંડ્યા રહેવું એ રૂપી રણ સંગ્રામ શું થોડો વિકટ છે? એ

સંગ્રામમાં શ્રીમંતો તથા રાજપુત્રો ઉતરી પડે તો આ દેશની દશા ઉઘડે.

કેટલાક બગાડેલા શબ્દો જેમકે આવિયા, મારગ વગેરે સુધારીને ટીપમાં લખવાનો ધારો મેં રાખ્યો નથી તેમજ જોડણીનો નિયમ પણ જાળવ્યો નથી. કવિતામા હ્રસ્વ દીર્ઘનો જેવો ઉચ્ચાર થાય તેવા તે લખ્યાછે. વળી સંબોધન એક વચન જોઇએ ત્યાં બહુ વચન અને બહુ વચનને ઠેકાણે એક વચનમાં આણવા છૂટ લીધીછે. તે પરીક્ષકો સુધારીને વાંચશે, એમ આશાછે.

આ પુસ્તકમાં મોટી છ બાબતો સમાવીછે. મરણ સંબંધી, લગ્ન સંબંધી, સુધારા સંબંધી, સામન્ય વહેમ સંબંધી, દાન સંબંધી અને કેળવણી સંબંધી. માહેશ્વર વિરહના ઉદય વખતે મૂર્ખ મનુષ્યો લવ્યાં કે "આરંભમાંજ અપશકનીયું" કાઢ્યું. તેવાઓને બોલવું ફાવે એવી આમાં પણ ગોઠવણ થઈ છે. લગ્ન અને મરણ એ બે સંબંધી વિશેષ વેહેમ છે. એ બે મોટા સુધારામાંથી એકને પેહેલો ગોઠવવો જોઈએજ. આરંભમાંજ લગ્ન સંબંધી લખાણ હોય તો બીજે દિલ દુઃખ દાયક આરોપ આવત એવું સમજી જાણી બુઝીનેજ મરણ વિષય પેહેલો મૂક્યો છે. સુજ્ઞ પુરૂષોના મનથી ગમેતે આરંભ આનંદ રૂપજછે. વળી કરૂણા રસથી જેટલાં દિલ પીગળે, સ્મશાનમાં જેટલું જ્ઞાન થાય તેટલું વિવાહકાળે થાય નહીં. તેથી આવો આરંભ વધારે અસર કારક છે.

## મરણ સંબંધી*

### દોહરો.

બ્રાહ્મણ ભંગી રાવળા, ચોથા કહિએ કાગ;
કહે કબિર એ ચારકો, મુરદાં ઊપર લાગ.

હીંદુઓમાં મરણ પ્રસંગે ઘણા કુધારાછે. તેમાંથી મૂખ્ય આટલા છે:—

અવસાનકાળે વેહેમી ક્રિયા ખાતર ભોંયપર નાખવું, ઠાંઠડીમાં જકડીને બાંધવું, દોડાદોડ કરતાં પ્રેત વહન કરવું, ઠંડે પાણીએ નાહી ભીનાં વસ્ત્રે રેહેવું, લોકોને બતાવવા જંગલી રીતે ખોટું ખોટું રોવું, મરતી વખતે ઉતાવળે શોર બકોર કરવો, આરોગ્યતાના અજ્ઞાનથી નાનીવયમાં મરવું, સ્ત્રીઓએ છાજિયાં લઈ કુટણું ચલાવવું, મુઆ પછી દાડામાં મિષ્ટાન્ન ઉડાવવું અને મરણ પછી વર્ષ પર્યંત નિત્ય મોઢું વાળવું. આવી બાબતોની વિરૂદ્ધ આ ગ્રંથનો ઉદ્દેશ છે.

માંદાં મનુષ્યને પોતાની પાસે બબ્રી બોલાબોલ ગમતી નથી, તો આ અવસાનકાળે કેમ ગમે? મરનારના ઓરડામાં આખું કુટુંબ ભેળું થાયછે. આથી તો ઉલટી અકળામણ થાયછે. વળી તેને ઉપાડી ભીની લીંપેલી ભોંય ઉપર ઝીંકેછે, એટલે બિચારાનો દમ રમી જાયછે. જે દુર્ભાગી ઘડીભોર ખાટલે સૂતાં સૂતાં કહેતો હતો કે મારા હાડ કળેછે, પાંસળાં દુખેછે, માટે અહીં ઓશીકું મૂકો, અહીં ગાલમશુરીયું મૂકો! પણ અફસોસ! આ વખતે એ અવાચકને કેટલી વેદના હશે? જીભ હોત તો કેટલો આશીર્વાદ આપત? સુધરેલા દેશમાં આવી જંગલી રીત હોતી નથી. જ્યારથી માંદા માણસે ખાટલો ઢાળ્યો ત્યારથી તેનો ઓરડો ઘણો સ્વચ્છ અને ઘલાયદો રાખેછે. જોવા આવનારને અગત્યના કામ સિવાય ત્યાં જવા દેતા નથી. બેસવા ઉઠવાનો ઓરડો જૂદો રાખેછે ત્યાં સર્વ માણસો

આવે જાયછે. દરદીના ખબર પૂછી ઘરનાંને દિલાસો દે છે. આજારી પાસે ઘરનાં બે ત્રણ કુશળ અને અનુભવી માણસો તેની ગડબડાટ વિનાની શાંત માવજત લઈ શકેછે.

શુદ્ધિ હોય ત્યાં સુધી ક્રિયાનો ભયંકર સામાન તૈયાર કરવો નહીં. પ્રાણ અને દેહનો વિયોગ પલંગમાંજ શાંતીથી થવા દેવો જોઇએ. તે પલંગ ન ખપે તો બ્રાહ્મણને સજ્યા તરીકે દઈ દેવો. મુઆ પછાડી ઢોલીઓ તળાઈ ગોરને આપે છે તે સેજ દીધી ગણાયછે. એ સેજ દેવી એ પણ એક વેહેમછે, તથાપિ મૂર્ખને કહેવાનું કે તું એમ ગણી વાળજે. રામકૃષ્ણ! રાધાકૃષ્ણ! એવા શબ્દોના બરાડા નહિ પાડતાં શુદ્ધિ હોય ત્યાં સુધી ઝીણે સાદે તેની પાસે ભગવદ ભજન કરવું, એ આપણું કર્ત્તવ્ય છે. બાકી સદ્-ગતી કે અસદ્ગતી તો કર્માનુસારે થશે. અજામીળ જેવા અધમ પાતકીને નારાયણ નામ, અને તે પણ પોતાના પુત્રને બહાને લેતાં તાર્યો એ અસત્ય છે. અશક્તિમાન ભવેત્સાધુ; તેમ મરતી વખતે પ્રભુ સાંભર્યા—અરે સાં-ભરે ક્યાંથી? પણ પરાણે સ્મૃત્તિ કરાવેછે તેથી પ્રભુ ઠગાવાનો નહીં. ભોંયે મરો કે ખાટલે, રોગે રીબાઓ કે નહીં, શસ્ત્રે મરો કે જળે—પણ તેથી કર્મ છોડનાર નથી. પાપી અને વ્યભીચારી દુષ્ટાત્મા ભોંય ઉપર મુઓ, મોઢે મૂકવા ગંગાજળ, તલ તથા તુલસી પામ્યો, તોપણ તે શું મોક્ષ પામશે? કરેલાં કુકર્મો એટલાંથીજ બળે? નેકી પિતાના આવા ન્યાયી રાજ્યમાં શું સોમણ તેલે અંધારૂં? ના, કદી નહીં.

વાંસની ઠાંઠડી મજબુત બાંધીને પ્રેતને દોડતાં લઇ જવું એ પણ ઘણું ખરાબ છે. કપોળ, કંડોળીઆ વગેરે કેટ-

લીક નાતોમાં એકવળીએ કાઢવાનો ચાલ છે તેતો ઉપલા કરતાંએ નઠારો છે. પ્રેતને સારી રીતે સુવારી, સારી રીતે વસ્ત્ર ઢાંકી ધીમે ધીમે ચાલવું જોઇએ. વેદના આ શ્વલાયન સૂત્રનો આધાર લઈ ધર્મવિવેચન ગ્રંથ લખનારે ગાડીમાં પ્રેત વહન કરવાની આર્યોની જૂની રીત કહેછે. એ રીત ઉત્તમ છે. ઉપરનું ઢાંકણ ઉતરી શકે, અંદર મૃતક વિના અડચણે સુવારી શકાય એવી નાની શિગ્રામ ગાડી વસ્તીના પ્રમાણમાં નાત તરફથી રાખવી જોઇએ.

ગાડીમાં પ્રેતવહન કરતી વખતે, બધાં સગાંસંબંધીઓ ગંભીર ચેહેરે પ્રેત સાથે ધીમે ધીમે ચાલે, તો તેથી કાંઈ થોડી અસર થવાની નહિ. આવું વાંચી મૂર્ખ મનુષ્યો આશ્ચર્ય પામશે, પણ ગુણગ્રાહી તો લાભ તરફ જોશે. માતાપિતાના શબનું વહન પુત્ર પીઠ ઉપરે કરવું જોઇએ એવા અજ્ઞાન મનુષ્યોમાં વેહેમછે. તથાપિ તે મૂર્ખાઇછે; છતાં તે નિયમ સચવાશે. ગાડીસુધી પીઠેજ પ્રેતવહન થશે.

ઉપાડનારા નાહીને ભીને વસ્ત્રે પ્રતવહન કરેછે, એ હાનીકારક છે. રોગની ઉત્પત્તિ થાયછે. કવી દલપતરામ કહેછે કે એવો ચાલ ગુજરાતમાં નથી. નહાઇને અબોટીયાં પેહેરી પ્રેતવહન કરેછે. આ રીતિ ઉત્તમછે. કાઠિયાવાડી પ્રજાએ તેવી રૂઢી કરવી જોઇએ. ઘણી ટાઢના દિવસોમાં માથે ત્રણ ટીપાં મૂકી ચલાવાય તોપણ ઠીકછે. એ સંકોચનપણ વેહેમજછે, તથાપિ જ્ઞાન શૂન્ય મનુષ્યો ઘણી વખતે તેવું કરેછે. સવાપાલી અનાજની માનતાને બદલે વખતે સવામૂઠીએ ચલાવી લ્યેછે. માંદગીના સમયમાં અભડાએલાં માત્ર છાંટ લઇનેજ પવીત્ર થયાં માને છે! આ પણ એક લીલાછે!

સ્મશાનમાં ગયા પછી શોકબોક સૂકાઈ જાયછે. જૂદી

જૂદી ટોળિયો બેશી વાર્તાઓ ચલાવેછે. આ દેખાવ જોતાં વાર કોઈ પરદેશી એમજ ધારે કે આ બધા હવાખાવા કે ગમ્મત કરવા આવ્યા છે! પરંતુ આ રીત અયોગ્યછે. ગમે એવા વૃદ્ધનું મરણ હોય, પણ મરણ તે મરણ;કાંઈ કાજે વિવાહ નહિ. મરણ પછી તુરત કે તદન શોક તજાવવો એવો વિચાર મારો નથી. સ્મશાન સુધી હસતાં જવું કે તુરત શોકનો પોશાક ઉતારવો એ મૂર્ખાઇ છે. વૃદ્ધનોપણ વીશપચીશ દહાડાતો શોક રાખવોજ જોઇએ.

મરણ વખતે જેમ બીજી ઉતાવળ થાયછે તેમ રોવાનીપણ થાયછે. જરાતરા શ્વાસ હોય ત્યાંતો અધીરાં અબળા રોકકળ કરી મૂકેછે. આ રીત મરનારને દુઃખદાયક છે, માટે સારી રીતે જીવજતાં કોઇએ પોક મૂકી નહિ રડવું જોઇએ. એવા લોકોને ત્યાં રાખવાજ નહીં.

મરણ વિષયમાં આરોગ્યતા સંબંધીપણ લખવું ઘટેછે કે મનુષ્યોની આવરદામાં ભીન્નતા માનવી એ વેહેમ છે. વિધાત્રીના આંકડા—છઠ્ઠીના લેખ ટાળ્યા ટળતા નથી એ ખોટુંછે. આયુષ્ય નિર્માણનો વેહેમ એકલા મૂર્ખ મનુષ્યમાંજ છે એમ નથી, સમજુપણ ભૂલેછે. અકસ્માત, જેમકે વીજળી પડવી વગેરે મરણો સેંકડે દશપંદર થાય છે, બાકીનાં મરણો રોગથીજ થાય છે. નાની વયમાં રોગ થાયતો માબાપની કે પોતાની ચૂકછે. કુદરતી કાયદો તોડાય તોજ શિક્ષા થાય. અકસ્માત્ ન થાયતો શરીર જાળવનાર વધારે જીવી શકેછે. આ વિષે સંપૂર્ણ સમાધાન, હું આયુષ્ય નિર્માણ નામે નિબંધ રચનારછું, તેમાં કરીશ.

જમવું જમાડવું હર્ષનુંછે શોકનું નથી. સારા મિષ્ટાન્નો બનાવી મુઆ પાછળ નાતો જમાડવી તે બેરીઆતપણ નથી. જૂના ગ્રંથોમાં નહિ જડી આવવાથી પૂર્વકાળે એ

ચાલ નહિ હોય એમ જણાયછે. દાડાનો ચાલ પાછલા વખતમાં દાખલ થઈ ધીમે ધીમે વૃદ્ધિ પામ્યો હોય એમ લાગેછે; તે હાલમાંતો એટલે સુધી કે શુભ પ્રસંગો ન સચવાય, પરંતુ દાડોતો ગરીબોને-રાંડીરાંડોને પણ ઘર વેચીને કરવોજ જોઈએ. ધિક્કાર ! ધિક્કારછે આવી હિંદુ રૂઢી ઉપર! અને સહસ્ત્રવાર ધિક્કારછે દાડો ખાનાર ઉપર! આ પુસ્તકમાં દાડાનો વિલાપ કરનારી સ્ત્રી અર્ધ સુધરેલ જેવી છે. લાજ શરમમાં કરી પાછળથી પસ્તાય છે. પાછળ પુત્ર હોય તો તેને કેળવવાની ચિંતા નહિ, પણ આમાં દ્રવ્ય ખરચી ખરાબ થાયછે, નાતજાતમાં લાજ રાખવા નિર્ધનો નાણું વાપરી પાછળથી ભીખ માગતા થઈ ઉલટી લાજ ગુમાવેછે. શ્રીમંતો ગમે તેવા લક્ષાધીપતી હોય પણ મુઆ પાછળ મિષ્ટાંનો ઉડાવવાં તે યોગ્ય નથી. મૃતભોજન તદન બંધ થવાં જોઈએ. દાડો નહિ કરનારને નાતની શિક્ષા નથી, માટે તે કરવાની બંધી નાત શીદ કરે, એવી તકરાર શિહોરમાં યત્ન કરનાર એક મારા મીત્ર સામે નાતે આણી હતી. પણ તે મિથ્યા પેચછે. પોતાના કુટુંબમાં દુરાચાર ચાલતો તે વડીલોએ બંધ કરવો એ એમની ફરજ છે. લોકોની સ્થીતિ ગરીબ હોવાથી જમણ પણ ખાનારા માંદા પડે એવું ખરાબ થાયછે. નાના મરણમાં ગોળપાપડી કરવાનો ચાલ વાણિઆમાં વિશેષ છે. નાગરો તથા બ્રાહ્મણોમાં લાડુ બને છે. બ્રાહ્મણોમાં તાસક ઝુટવાનું કે ઠામેથી ઉઠવાનું નથી. વાણિઆમાં એ જાતનો ગજબછે. શોકનું કે હર્ષનું પણ બહુ માણસોનું જમણ સારૂંજ નથી. વિલાયતમાં તેમજ છે. સગાં અને મિત્રમંડળનેજ નોતરેછે. જમનારને ખુશી કરવા જમાડવાનું છે, પણ સંખ્યા બહુ હોવાથી સારી

સંભાળ નહિ રેહેતાં ઉલટાં નાખુશ થઇને જાય છે. જમાડનાર ચોરાશી જમાડી બેત્રણ હજાર ખરચે, પણ બેસવાની જગો માટે કે સ્વચ્છતા માટે પચીશ ખર્ચવા પડે એ માથાનો ધા થાય. તડકામાં કે ભીનામાં માણસો બેસે, વખતે ગાળોદ, બિગાડ થાય પણ વેકર વગેરે નંખાવી કે વધારે જગો પસંદ કરી સગવડ કરવામાં પૈસો ખરચે નહીં.

દાડો બંધ કરવાની જેનામાં સત્તા નથી, કે કોઈ કારણથી જેઓ સ્વાધીન નથી તેઓએ દાડો જમવાતો નજ જવું જોઇએ. ખરા વૈષ્ણવો દાડો ખાતા નથી, તે પ્રમાણે સુધારકોએ એટલું તો કરવું જોઇએ. જમવાનું બંધ થાયતો કોઈ દિવસ કરવાનું પણ બંધ થશે. ભાણા ઉપર બેશી સાંવાળવાનો ચાલ શ્રાવકોમાંછે તે હાસ્યકારકછે.

કોઈ એવું ધારેછે કે દાડાનો વરો અટકાવી તે સંબંધી કર નાખી કોઈ સારૂં ફંડ સ્થાપવું. પણ આ વાત ભુલ ભરેલીછે. દાડા એમજ ગડચાછે. બેરીઆતના ધારામાંથી આ વિકાર થયો છે. દાડા અળસાવવા એ શ્રીમંતોના નહિપણ ગરીબોના લાભ ખાતરછે, તેઓને કરજ કરીને પણ નાત રીત કરવી પડેછે. હરકોઈ કર શોક ઉપર નહિ હોવો જોઇએ, કેમકે શોક ધારેલા વખતમાંજ આવતો નથી, તેથી ગભરાવું પડે. વિવાહ માટે તો અગાઉથીજ ત્રેવડ થાયછે, એટલે મુંઝવણ નથી. શોકમાં તંગી ન પડે એ ખરો સુધારો છે; એવાં ફંડોથી ગમે એવાં સારાં કર્મો થાય પણ તે વ્યાજબી નથી. હરકોઈ શોક પ્રસંગ માટેનો કર તે વેપારની ખોટ ઉપર સરકારનો કર તેના જેવુંછે.

દાડાની ઉત્પત્તિ, વૃદ્ધિના કારણો, કેવીરીતે નાશ પામે, તથા કાણભંગુ વગેરેની વ્યવસ્થા વિષે, હું એ દાડાનિષે-

ધક નિબંધ લખનારછું તેમાં સમાધાન કરીશ. આ પુસ્તકમાં બધા ખુલાસા કરી શકાય નહિ. પરિણામ માત્ર બતાવી શકાય.

દાડોબાડો ઉકલ્યા પછી એકાદ વર્ષસુધી સાંજસવાર સ્ત્રીઓમાં મોં વાળવાનો ચાલછે, એ હાનીકારકછે. સેજે શોક થાય એ જૂદી વાતછે, પણ ખાસ શોક કરવા પ્રસંગો નીમવા એ નુકશાન કરનારછે. આવી જાતની ખટપટો હીંદુઓમાં ઘણીહોવાથી તેઓ ઊંચું માથું કરવા પામતાજ નથી. લગ્ન અને મરણ સંબંધી તેઓમાં એટલી પંચાતછે કે તેમાં છછમાસ વીંટાઈ રહેછે. ઉન્નતિ કરવાનો અતો અવકાશ તેઓને નથી, તેથી દરેક સુધારામાં હમેશાં પાછળજ રહેછે.

**લગ્ન સંબંધી.**

હિંદુઓમાં જે વિવાહ કે વેશવાળ હાલ થાયછે, તે હાની કારકછે. પ્રથમ લગ્નનોજ સુધારો થવો જોઇએ. આ સુધારો થાય તોજ તેમની સંસાર સ્થીતિનું સુખ અને ઉન્નતી દ્વાર ઉઘડશે. ઘરની શાંતિ વિના બીજા સુધારા વૃથાછે. સંસાર સુખના સુધારણામાં લગ્ન વિષે સુધારો કરવો એ સર્વ સુખનું મધ્ય બીંદુછે.

જે વખતે બાળકો કંઈ સમજતાં નથી, તે વખતે કે ગર્ભમાં હોય ત્યાંથીજ વેશવાળ ઠોકી બેસારવાં એ અન્યાય છે. પોતાની પ્રાપ્ત કરેલી વસ્તુ—જેમાં પોતાને પરીશ્રમ પડ્યો હોય તે વસ્તુ સર્વને વહાલી લાગે એ એક કુદરતી નિયમછે. આ સ્વાભાવીક નિયમ તોડનાર દુઃખ પામે એમાં આશ્ચર્ય નથી.

પુરૂષો કરતાં સ્ત્રીઓ આયુષ્યની બાબતમાં પોણી છે. સ્ત્રીઓનું જોબન સોળ વર્ષે, પણ પુરૂષને વીશ વર્ષે જુવાની આવેછે. સ્ત્રીઓ ચાળીશ વર્ષે અને પુરૂષો સાઠે ઘરડા

થાય એવો વૈદકનો નિયમ છે, એટલે સ્ત્રી કરતાં પુરૂષને ઘડપણ મોડું આવેછે. જુવાન થવામાં ચાર પાંચ વર્ષનો ફેર કુદરતેજ રાખ્યોછે, એ સૃષ્ટિ નિયમ તોડી સરખે સરખી ઉમરનાં વેશવાળ હીંદુઓમાં થાયછે. સરખી ઉમરે પરણેછે. એક જુવાન અને બીજો બાળક—એવા સંબંધથી કેવાં સુખી થાય, તેઓના હવસો કેવી રીતે પાર પડે તે સુજ્ઞને સમજવાનું છે. સોળ વર્ષની સુંદરી મદમાતી હોયછે, પણ સોળ વર્ષનો છોકરો બાલ્યાવસ્થામાં હોયછે. આથી ઘણીઓને કલંક ચડી ફજેતી થાયછે.

બાળકોનાં બચપણથી વેશવાળ કરી, તેના મનમાં એક જૂદોજ ભાવ ઉત્પન્ન કરેછે. વહુવરની વાતો કરવાથી નિર્દોષ દિલમાં વિકાર થઈ ખરાબી થાયછે. જુવાની વેહેલી આવેછે, અને શરીરના અવયવો જે પૂર્ણ રીતે ખીલવા જોઇએ તે નહિ ખીલતાં વૃદ્ધત્વ વેહેલું આવેછે. "બેટા! તારે વાસ્તે વહુ કેવી લાવશું? બેન! આ તારા સસરાનું ઘરેણું," વગેરે વાક્યોથી લાડ લડાવવા ઉપર ભઠ પડજો! સાસુ કોણ? સસરો કોણ? વહુ કોણ? અને વર કોણ? એવી વાતોનો તેમનાં ચિત્તમાં ભાસ પડી કામનું રૂધીર નસોમાં નાનપણથીજ વહેછે. બાળકોને આવી વાતોથી તદન અજાણ્યાં રાખવાં જોઇએ. આ સંસાર શું છે, દંપતિ સુખ શું છે, એવા વિચારો તેના નિર્દોષ મનમાં ઉઠવાજ નહીં જોઇએ. વિદ્યાભ્યાસ અને નિર્દોષ રમત એજ એમનું કર્તવ્યછે. વિષયની વાત જણાય નહીં, ત્યારેજ ખરૂં બ્રહ્મચર્ય પળાય; અને આહા! એકજ વિષયથી રોકાએલું અંતઃકરણ વિદ્યાભ્યાસમાં કેટલું શક્તિવાન થાય? પરંતુ હાલ તો સાસરે જમવા જવું, હોળી દિવાળીએ ત્યાંથી ગોઠ લેવી, તે તરફના મેવા મીઠાઈ, માટલી વગેરેથી ખુશી

થવું, તેમનાં કરાવેલાં ઘરેણાં ગાંઠાં ઘાલી મહાલવું, એ સાધારણ થઈ પડ્યુંછે. દશ દશ વર્ષની છોકરીઓ અને છોકરાના મનમાં વહુવરના વિચાર ઘોળાઈ રહ્યાંછે, ત્યાં અપશોચ! સારૂં ફળ થવાની કે પરાક્રમ વડે વિદ્યા હુન્નર વધવાની આશા ક્યાંથી?

પાંચ વર્ષે કન્યા નાની હોય તો એ વેશવાળ વયનું કજોડું કરનાર નથી. કન્યા તેરની કે ચૌદની થાય ત્યાં વર અઢાર કે ઓગણીશનો થાય એ લગ્ન સારૂં છે. સરખી વયની સગાઈમાં કન્યા વાળાની ઉતાવળથી વર નાનો હોય તે છતાં લગ્ન કરવું પડેછે, માટે પાંચ વર્ષના ફેરની સગાઈ કરવી એ મધ્યમ લાભ છે. ઉત્તમ લાભ તો એ કે વેશવાળજ બંધ કરવાં. યોગ્ય ઉમરે આવે ત્યારે તેમના અનુમતથી વેશવાળ વિવાહ સાથેજ થાય; એનું નામ ઇચ્છાવર વરવું કહેવાયછે. હાલ સુધરેલા દેશમાં એજ રીત છે, અને આપણા પૂર્વજોમાં એજ રીત હતી. પણ જ્યાં સુધી નાતમાં એ ધારો નથી, ત્યાં સુધી તેમ કરતાં સંકટ પડે. સારા ઘરની પુત્રીઓ અને પુત્રો બચપણથી વરી જાય, એટલે મોટી ઉમરે લાયક વર અને લાયક કન્યા મળવી મુશ્કીલ પડે. પુત્ર પુત્રી મોટાં થાય, બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરે, અને પછી ઇચ્છાવર વરે તો તો ભરતખંડનાં ભાગ્યજ–ના? પણ અરે! એ દહાડો આજ ક્યાંથી? માટે હાલ એટલું કરવું ઉચીત છે કે પાંચ વર્ષનો ફેર રાખવો. રૂપ, ગુણ, શક્તિ, આરોગ્યતા વગેરેમાં સમાન જોઈ કજોડું ન કરવું એ સમજુ માબાપનો ધર્મછે.

તપાસ્યા વિના વેશવાળ કરવું, કે યોગ્ય ઉમર વિના પરણાવી દેવું એ અંત્યે દુઃખદાયક પરિણામ નીપજે છે. સારૂં સારૂં ખાવું પીવું, ઓઢવું પેહેરવું ને મહાલવું એટ-

લાંથી નાદાન બાળકો વિવાહકાળે કલ્લોલ કરેછે. પણ મોટી ઉમરે સમજણના પ્રવાહમાં આવી પસ્તાયછે. વિવાહ કે વેશવાળ જેવું એકે ભયંકર સાટું નથી. વગર વિચારે અંધ માબાપ તે સાટું બચપણમાં કરી નાખી આખા જન્મારા સુધીનું સાલ ઉભું કરેછે. શુદ્ધબુદ્ધિની સમજણ ભરેલી કબુલત વિના લગ્ન કરાર થાય તેઓને વાજબી બંધન નથી. વિના અપરાધે કેદમાં પડેલા કેદીમાંથી જેને છૂટ મળે તે છૂટી જાય એ સ્વાભાવિક છે. કોઇએ ખાડામાં નાખેલા મનુષ્યને નીકળવાની બારી જડે તો નીકળતા અટકાવવો, એ સર્વોત્તમ સુધારો નથી. ખાડામાં નજ પડે એમ કરવું તે શ્રેષ્ટ સુધારો છે.

દેશની ચડતીમાં વિદ્યા અને કળાકૌશલ્ય વડે લક્ષ્મી મળેછે, અને પડતીમાં ચોર અને ઠગારાને મળેછે. હાલમાં આ દેશની સુધરતી હાલતછે; તેમાં વિદ્યાવડે સારો જય મળવા આશાછે. જડજ થવાની પણ સરકારની છૂટ છે. પરંતુ બાળલગ્નથી—ઘરમાં રાણીજી પધાર્યા! તેથી ભણવાનું બંધ પડેછે. કામ ચલાઉ વિદ્યાથી ગુજરાનમાં ગુંથાતાં હલકી નોકરી કે ધંધો કરવો પડેછે, અને આખો જન્મારો ધાણું કરીને ગરીબ અવસ્થામાં ગુજરેછે.

બાળલગ્નથી શરીર પણ બગડેછે. શક્તિ વિના સંબંધ રાખવાથી નિર્બળતા ગડી કળતર આદિ વ્યાધીઓ ઉત્પન્ન થાયછે. ઘણા જુવાનો પુષ્ટ થવા વૈદને ઘેર ધક્કા ખાયછે; માલમ પાક વગેરેનું સેવન કરેછે. અફસોસ! જોબનકાળે રોગ કેવા? કળતર કેવું? પણ એ બધું પાપ નાનપણે નીચોબાનું છે. બાળલગ્નમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે ઘસારો અને ક્ષીણતા છે. એક સ્નેહીએ કહ્યું કે હાલમાં સ્ત્રીઓનું બળ વધ્યુંછે, પણ તે જૂઠુંછે. પુરો

સંતોષ નહિ થવાથી અંગ સુરખી પૂર્ણરીતે ખીલે નહિ એ ચોકસ છે. માટે અર્વાચીન અબળાવર્ગ પ્રાચીન કરતાં નિર્બળ હોય એ દેખીતુંજ છે. પરંતુ પ્રમાણમાં પુરૂષો કરતાં વધારે જોર મંદ છે. સ્ત્રીઓને સદૈવ મોટા પતીની, અને પુરૂષોને સદૈવ નાની સ્ત્રીની અપેક્ષા રહેછે. આથી સીદ્ધ થાયછે કે નર બેચાર પાંચ વર્ષે મોટો અને સ્ત્રી નાની જોઇએ એ કુદરતી નિયમ છે. એ નિયમ ઉલ્લંઘી સરખું વય રાખવામાં આવેછે, તેથી થાયછે એમ કે કાચા કુમારની લાલી નાશ પામી તે નબળો પડેછે. સ્ત્રીતો ઘણુંકરીને વયમાંજ હોયછે, તેથી તેને થોડી હાનીછે. આવાં લાખો લગ્નથી પુરૂષો નબળા થાયછે, અને સ્ત્રીઓ મદમાતી છકેલી રહેછે. નબળા પુરૂષોની પ્રજા બળહીન અને હિંમત વિનાની થાયછે. મનુષ્યોનાં આયુષ્ય અલ્પ થવાથી ધીમે ધીમે દેશની પડતી થાયછે. વખતે સેજ કારણસર પણ બાળલગ્ન થાયછે. વિવાહના ખર્ચની હોળીને લીધે એકને પરણાવતાં બીજાને પણ જોડે પરણાવી દેછે.

બાળપણમાં બુદ્ધિ કેળવાએલી, પ્રૌઢ તથા ક્ષમાશીલ હોતી નથી. એ નાદાન વયમાં પરણીત જોડાનાં પેટ નાનાં હોવાથી સેજ કારણસર તકરાર થાયછે. ઘણાં સમજુ અને ખોડ ખાંપણ રહીત દંપતિમાં પણ કુસંપ માલૂમ પડેછે તેનું કારણ આ છે. આવો અણબનાવ ઘણાં વર્ષો સુધી નહિ જતાં અતડાંને અતડાં રહેછે એવું ઘણીવાર નજરે જોયુંછે. એક બીજાનો ધર્મ શોછે, અન્યોન્ય કેમ વર્ત્તવું વિગેરે જ્ઞાન તે વયમાં તેઓને નથી, તેથી એમ થવામાં આશ્ચર્ય નથી. ઘણી છોડીઓને સાસરે જવું સોરવતું નથી. એનાં કારણો બધાં એવાં ને એવાં. પ્રીતિ વિના આવાગમન વૃથાછે. ભૂખવિના ભોજનની મીઠાશ

નથી. આપણા પૂર્વજો વીશ બાવીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવી વિદ્યા ભણાવી પછી લગ્ન કરતા તેથી તેઓ બળવાન રહેતા. મૂર્ખલોકો કહેછે કે તે તો સતયુગમાં ગયું. કળીયુગમાં તો આઠ આઠ વર્ષનાં બાળકો સમજેછે, માટે વેહેલાં પરણાવવાં જોઇએ. પણ એ એમનોજ અપરાધ છે. વેશવાળ વગેરેની વાતો અને કુસંગથી એમ થાયછે. કેળવતાં આવડે તો કળીયુગને નાસી જવું પડે. વધારે વાંક મૂર્ખ બ્રાહ્મણોનો છે. તેઓ તો બીજા કરતાં પણ નાની ઉમરે પરણાવેછે. જનોઈ આપી તે બડવાને ભાગળસુધી લઈ જઈ પાછો લાવેછે. જાણેકે બાળારાજા કાશીએ જઈ ભણી આવ્યા! ધિક્કાર છે તેઓને! બરાબર સાચવે તો બગડે એ ખોટી વાત છે. ભણવું ગણવું, શરીર મજબૂત કરવું, ચીંતાથી દૂર રેહેવું વગેરે લાભ આપણાં બાળકના ભાગ્યમાં નથીજ કે તેઓ આવા કુપાત્રને પેટ પડ્યાંછે !! કેટલાંક મોટી વયનાં કુંવારા સમજુ બાળકોને આ સ્થળે શિખામણ છેકે ચાલતાં સુધી નાની ઉમરમાં તેઓએ પરણવું નહીં. વિષય વાસના વિસારી વીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવું. યાદ રાખવું કે ભવિષ્યની સ્થીતિ ઉંચી કે નીચી થવાની આ જોગવાઈ છે. તેમાં ભૂલ થશે તો પસ્તાવો થશે. કુમાર વયનાં કુકર્મો અહીં લખવા જગો નથી, પણ ટુંકામાં અજ્ઞાન બાળકો દયાને પાત્ર છે, તથાપિ દુષ્ટાચરણને લીધે કેટલાક જવાબદાર છે.

"કળીયુગછે કળીયુગ છે! ભાઈ, છોકરાંને મોટાં કરાય નહિ." આવો વેહેમ રાખી હાથે કરીને આ શૂળ ઉભું કર્યુંછે. નીતિ જાળવતાં નીતિને નસાડી છે. બાળલગ્નથી વ્યભિચાર વધી સુનીતિ ભંગ થાયછે. પુરૂષો નાના, અને ઓરતો નાદાન અજ્ઞાન હોવાથી ધૈર્યનો લોપ થાય

છે. નિર્લજ ઓરતોમાં અને નફટ મર્દોમાં લાજ મલાયજો નથી. તેમનો વિનય, ઘુમટાની ખોટી મર્યાદા, પ્રસિદ્ધતાથી કુસંપ અને ક્લેશ એ બધું એક શ્રીમંત ઘરને પણ જમીન દોસ્ત કરનારૂં છે. કેટલાક સુધરેલા અને ભણેલા પણ નીતિમાં શૂન્ય હોયછે. ઉપરથી પવિત્રપણાનો ઢોંગ કરે, તથાપિ ભિતર વ્યભિચારથી વીંધાએલાં હોયછે. વિદ્યા વધે તોય શું? વાચાળ હોય તોય શું? અને અધીકાર હોય તોય શું? પરંતુ અભણ-પણ પવીત્ર આત્મા, તે વિદ્વાન રાક્ષસથી સોગણો સારો છે. ગમે તેવું દુઃખ હોય પણ અનીતિએ વર્ત્તવાની કોઇને છૂટ નથી. યદ્યપિ એવી સ્ત્રીને તેના વડીલોએ વ્યભિચાર વધે એવી યોજના કરી છે. તથાપી તેવી સ્ત્રી સંપૂર્ણ દોષથી મુક્ત નથી. ધીરજ રાખતાં જોબન જાય અને પછી સુખ મળે તોય શું? ધૈર્ય તો રાખવુંજ જોઇએ. ઇશ્વરેચ્છા કિંવા ભાગ્ય સમજી નીતિવાન રહેવું એ શ્રેષ્ઠછે. તે તરૂણી દયાને પાત્ર છે, તેનાં વડીલો ધિક્કારને પાત્રછે, પણ વ્યભિચારે વર્ત્તે તો તે પાપિણી દયાને પાત્ર નથી.

બાળકોનાં વર્ષો પણ વણીક વનિતાના રૂતુ કાળના દિવસો પેઠે ગણાય છે. ગણત્રીમાં એક ઓછું હોય તેટલી સંખ્યાની ઉમર કહી એટલે દશના અગીઆર કહી વેહેલાં પરણાવેછે. બાળલગ્નમાં બે બીના તપાસવાની છે. વય અને સજોડ. વયમાં પાંચ વર્ષનો ફેર રાખી સજોડું કરવું. નાનાં બેશવાળમાં ગુણ ન જણાય પરંતુ સામાન્ય રીતે રૂપ પણ જોવું જોઇએ. પુત્ર કે પુત્રીને ગમે એવા સોબતી શોધવો એ ઘરસૂત્રનું સુકાન છે. સદૈવ તે વિષયમાં સમાન પણું સુખ આપેછે. પુત્રથી વહુનું વધારે સૌંદર્ય જોવું કે પુત્રીથી વરનું વધારે સ્વરૂપ જોવું તે પીડા કારક છે. એ વહુ કે એ જમાઈ સુખદાયક નીપજે નહીં. પુરૂષોનું પ્રા-

બલ્ય હોવાથી તેનું સૌંદર્ય નથી જોવાતું એ ખોટું છે. બધા પુરૂષોને તેમાં વિરૂપને પણ પરી ચેહેરનારી જોઇએ, પણ તેથી તે સોબતણને કજોડું અને અણગમો થાય તે અંધ પુરૂષો વિચારતા નથી. ધનાઢ્યો અતી રૂપવતી રામા લાવે, પણ પોતે કુરૂપ હોય તો નક્કી સમજવું કે ઘર સંસારનું પૂર્ણ સુખ મળે નહીં. એવા શ્રીમાન પુરૂષો સ્વહસ્તે વ્યભિચારને ઘરમાં બોલાવી લાવેછે. મોટામાં મોટો ઇશ્વરી નિયમ યાદ રાખવો કે સમાનતાથીજ સ્નેહ અને સુખ મળે. વિરૂપ કન્યકાના વડીલોએ સુંદર સાથી શોધી ખુશી ન થવું. કેમકે એથી બંને દુઃખી થશે. શક્તિ વિચારી ડગલું ભરવું એમાં ડહાપણ છે.

"જેમ આપણે બીજાને આપણી તરફ વર્ત્તાવવા ચાહીએ તેમ આપણે વર્ત્તવું જોઇએ. પુત્ર કે પુત્રી, વર કે વહુને જોઈ ખુશી થાય તે જોવા સાથે વહુ કે વર, પુત્ર કે પુત્રીને જોઈ ખુશી થશે કે નહિ તે પણ જોવાનું છે. બંને વાતમાં સમદૃષ્ટી રાખી જે પ્રવીણ પુરૂષ વરતે તે આ લોકમાં અત્યંત સુખી થાય. નહિતો કલંક, કુસંપ વગેરેથી અતી દુઃખી થાય એમાં સંશય નથી. વ્યભીચારના આરોપ આવેછે, અને ઘણે ભાગે એ વાત ખોટી નથી. ધાર્મીકજ્ઞાન વિના વ્યભીચાર અટકે નહિ. શું ઇશ્વર કે શું ધર્મ, તેની થોડાનેજ માહીતીછે. વ્યભીચારે ઇશ્વરના અપરાધી થવાયછે તે જાણ્યા કરતાં લોકલાજથી વિશેષ ડરેછે. વૈષ્ણવ વગેરે ધર્મોના કોઈ સિદ્ધાંતજ એવાછે કે તે સંબંધી ભારે પાપ થાયછે એમ લાગતુંજ નથી.

જોડું ખંડન થવાથી પવીત્ર પુરૂષો કે સદાચરણી સુંદરીઓની સંખ્યા ઘટેછે. કુદરત સર્વ જગોએ જોડું સ્થાપે છે. પશુપક્ષી વગેરે નીચ પ્રાણીઓમાં પણ એ નિયમ

સાધારણછે. પોતાની જેવું સામાને દેખે કે તુરત હૈયું હર્ષ પામે એ દ્રષ્ટીગોચરછે.

ઉમર વિષે મારો અભીપ્રાય કન્યાના ૧૪થી ૧૬ વર્ષ, અને પુરૂષના ૧૮થી ૨૦ વર્ષે લગ્ન કરાવવાનો છે. બાળ લગ્ન નિષેધક સભાનો ધારો કન્યાને અગીઆર વર્ષે પરણાવવાનો છે, પણ એથી લાભ નથી. કાઠિઆવાડમાં બાર તેર વર્ષની કન્યાના લગ્નતો સહજ થાયછે, બલકે ગોંડળ તરફતો અઢાર વર્ષની કન્યાઓ કુંવારી હોય છે. જોબન પ્રાપ્તી અગાઉ નાની કન્યાઓ પરણાવવાથી કદાચ હીણવરનું કજોડું નાશ પામે, તથાપિ તેથી દેશનું દરીદ્ર ટળે નહિ. અગીઆરે પરણેતો તેરે કે ચૌદે છોકરાં જણે. આટલી નાની વયે જણેલાં બાળકો નિર્બળ, રોગી તથા નિસ્તેજ નીવડે એ દેખીતું છે. સોળવર્ષે પરણે તો યોગ્ય ઉમરે બાળક પ્રસવે એવો મત આપી શકાય. કજોડ અને શરીર ક્ષીણતા એ બે બાળ લગ્નના પરીણામ છે. તેમાં પણ પાછલી ખરાબી વિશેષછે. જુવાનીમાં લગ્ન થાય તોજ એ ખરાબી અટકે. પરંતુ એક એવી ફરીયાદ છે કે રૂતુસ્રાવ પછી કન્યાને પરણાવવીજ જોઇએ. અગીયારે કે બારે તે પ્રાપ્ત થાયતો પછી વિલંબ કરાય નહિ. આ વિશે મારો મત એવોછે કે જો આવો અર્થ લેવાશે તો પછી ધારેલો અર્થ સરશે નહીં. નિર્બળતા. નરસહવાસ અને કામ વાર્તાથી રૂતુ વેહેલો આવેછે. નિર્બળતા મૂખ્ય છે, કેમકે ખેડુત વગેરે જંગલી જાતમાં સોળ કે સત્તરે આવેછે. દિવસે દિવસે નિર્બળતા વધવાથી વેહેલો વેહેલો રૂતુ પ્રાપ્ત થશે, અને તેજ વખતે પરણાવવાનો નિયમ રહે તો હાની વધતી જાય. જ્યાંસુધી જુવાન સ્રી ગર્ભ ધારણ નહીં કરે ત્યાંસુધી રૂતુ વેહેલો આણનારી નિર્બળતા

નાશ પામશે નહિ. જેમ ઉત્તરોત્તર વિર્ય નિર્બળ થતું ગયું તેમ પાછું તેને બળીષ્ટ કરવા આગળ વર્ષ ધકેલવાં જોઇએ. અયોગ્ય ઉમરે ઋતુ પ્રાપ્ત થાયતો બેવર્ષ વિલંબ કરવો જોઇએ.

સ્રીને જોબ પ્રાપ્ત ન થાય, અને પુરૂષને થાય એવું લગ્નપણ યોગ્ય લગ્ન નથી. બીજક બળીષ્ટ હોય પણ તે સાથે તેને રાખનારી ભૂમી પણ બળીષ્ટ હોયતોજ ઉત્તમ જીવન થાય. જોબન વિના લગ્ન થવાથી તેવી સ્રીઓ પીળી, ફીક્કી, અને વખતે વંઝા પણ થાયછે. જોબન નહિ ખીલતાં વૃદ્ધત્વ વેહેલું આવેછે. ત્રીશ કે ચાળીશ વર્ષનો પુરૂષ અને સામે બારવર્ષ, એવું દાંપત્ય દુઃખદાયક છે. નરની બાલ્યાવસ્થા વીશસુધી પહોંચેછે તો સ્રીની પંદર સોળસુધી પહોંચેછે. માટે બાળપણું પુરૂષને તેમજ સ્રીને પણ હાનીકારક છે. કસુવાવડ, સુવારોગ કે વખતે મૃત્યુ એવા લગ્નથી થાયછે.

કન્યાઓ સાતમે વર્ષે બાળકો જણે, અને આયુષ્યની હદ વીશ વર્ષસુધી આવી રહે એ બહુ અલંકારી નથી; આવો ગડગડ ઘાટ ઘણી મુદત ચાલે તો તેવો વખત પણ આવે. હાલની નવી પ્રજા ચાળીશ કે પચાશ વર્ષ કાઢેછે તે કરતાં વૃદ્ધો વધારે જીવેછે. ઘરડાઓ વધારે ટકાઉને જોરમંદછે. ઉત્તરોત્તર બળ નાશ પામ્યું તેમ તેવો અનુક્રમ રહે તો ઊપલી કલ્પના ખોટી નથી.

બાળલગ્ન સંબંધી કવિતાઓ ફરીફરીને આવીછે, એ પુનરૂક્તિછે. બાળલગ્ન સંબંધી હાય અફસોસનો પાર નથી. એના વિશે બેચાર તો શું પણ હજારો કવિતા થાય તોપણ તે ઓછી છે. આ દેશનું સત્યાનાશ કાઢનાર એ દુર્ગુણછે. મરદોને, ઓરતોને જૂદે જૂદે પ્રસંગે ગાવાસારૂ બીજબીજા રાગમાં એકની એક બીના શમાવી તેનો ક-

અચરધાણ કાઢવો ઘટેછે. બાળલગ્નથી કજોડાં, કજોડાથી કુસંપ અને કુસંપથી કલેશ થાયછે, અને ખરેખર હીંદુ ઘરસંસારમાં સુખનો ક્યાંઈ છાંટો નથી. કુસંપથી લક્ષ્મીનોય પાર નથી! અને ઉન્નતિતો આડીવાટે રખડેછે!!

પુત્રની ખોટને લીધે કે બીજા કંઈ કારણથી નાની કન્યાને વૃદ્ધ પરણી લાવેછે, એ પણ અનીતિ પ્રસારક પાપીષ્ટ કામછે. મહાજનને તેવું અટકાવવું ઘટેછે.ઘણી મૂર્ખ સ્ત્રીઓ કહેછે કે ભર્યા ભાદરા ઘરમાં ગોઠણસુધી રોટલો હોયતો શું દુઃખછે? પણ અફસોસ! એ દુઃખ કહેવાતું નથી. એવી કન્યા હત્યારીઓ સ્વાર્થ પર આઘો કરી જુએ તો જણાઈ આવે. ગામડિયો ને ગરીબ પણ બાળોવર સારો; લખેશરીને વિદ્વાન પણ વૃદ્ધવર નઠારો તે નઠારો છેજ. અજ્ઞાન અનીતિવાન સ્ત્રીને એ દુઃખ બહુ નથી લાગતું. શ્રીમંતને ઘેર વખતે એ દુઃખ દાસવર્ગથી દૂર થાયછે. પુરૂષ વૃદ્ધ તેથી પોતાનું ચલણ સારૂં હોવાથી મન વાળે છેકે બાળોવર આટલો દબાણમાં રહે નહીં. શુદ્ધ પ્રેમ અને જોબનનું નિર્દોષ સુખ આ પામર પ્રમદા ક્યાંથી જાણે? પણ નીતિવાન નારીને રીબાવું પડેછે. એક શેઠે એવા વાંધો લીધો જે વિધવા વિવાહ વિના આ સુધારો થાય નહિ. પુત્ર વિનાનો ચાળીશ કે પચાસ સાઠવર્ષે રાંડે તો શું હાથે રોટલા ટીપે!" હાજતો હાથે ટીપે, કે બીજા પાસે કરાવે. પચાસ વર્ષની પુત્ર વિનાની સ્ત્રી રાંડે તે શું કરેછે? તેને કોણ કમાઈ આપેછે? માટે જેમ એ ગુજરાન પીડા વેઠે, તેમ આવો પુરૂષ રશોઈ પીડા વેઠે. દ્રવ્યની હરામી લાલચથી આવા લગ્ન થાયછે. કન્યાને વેચનાર ઘોર નર્કમાં પડેછે એવું શાસ્ત્ર વચન છે. માટે કન્યા વેચવાનો ધારો બંધ પાડી ખર્ચનો

કે પલ્લાંનો અમુક આંકડો ઠરાવવો એમાં નાતની શોભા છે. દશ વીશ ગામની નાતે મળીને સંખ્યા એક રાખવી જેથી ટંટા થાય નહીં. લગ્ન રૂઢીના ધારા મુકરર કીધાથી કુસંપનો અટકાવ થઈ સગાં સંબંધીમાં સ્નેહ વધશે.

અલવા કલવાના તથા તોરણ છબવાના ધારાથી પરીણામો નઠારાં નીપજેછે તેથી તે નીંદ્યાછે. કોઈ શોધકને તેનો સારો હેતુ જડે તો તેની મને સૂચના કરવી. આંધળું દેશાભિમાન રાખનારને ખોટું લાગે જે "બધા જૂના ધારાને નીંદ્યાછે" તો તેમ નથી. ઘણા સારા ધારા પણછે. પરંતુ આ ગ્રંથનો હેતુ તે ગણાવવાનો નથી. નીંદેલા ધારામાં કોઈ સારા છે એવી સીદ્ધતા મળશે તો બીજી આવૃત્તીમાં સુધારો કરીશ.

સર્વ વર્ણીકો સાથે ખાયછે, ત્યારે કન્યાવ્યવહારમાં શી અડચણ છે? શાસ્ત્રમાં ચારજ નાત છે. તે પ્રમાણે વીપ્રો અને વણીકો પોતે પોતાની એકેકી નાત રાખે તોય ઘણો લાભ થાય. ટૂંકી નાતોમાં કન્યાઓને યોગ્ય વર, અને વરને યોગ્ય કન્યા મળી શકતી નથી. સગપણ માંહીને માંહી હોવાથી મુંઝાયછે. મોટી નાત થવાથી સૌને મનમાનતું મળી શકે. આ બંધીનું કંઈ કારણ નથી, તેમ તે હઠીલાઓ સમજાવી શકે એમ નથી—છતાં કુસંપી માણસો માનનાર નહીં.

લગ્ન પ્રસંગે ફટાણાં ગાવાં એ ગુણવંતી ગોરીઓને શોભે નહિ. પરંતુ મૂર્ખ મનુષ્યની હોંશ મૂર્ખ હોયછે. મૂર્ખ સ્ત્રીઓને ભુંડું બોલવાની જિજ્ઞાસા હોવી જોઇએ; એવું બોલવું એમને નઠારૂં લાગતું હોય તો શુભ પ્રસંગે એવું ગાતાં ચરસ વધે નહીં. સ્ત્રીઓને સદાય ગોંધી રાખવાથી તેમના ઓડકારની ખબર પડતી નથી; પરંતુ તેમના

જાગરણ વખતે મળેલી છૂટનો તે કેવો ઉપયોગ કરેછે, તે જોઈ ઉપલી તુલના બંધાઈ છે. મરદના વેશ પેહેરી, અન્યોન્ય બીભત્સ ભાષણ કરી, બથ્થંબથ્થા આવી ખૂબ કૂદી કોડ પુરા કરેછે. આ ઉપરથી એવું કહીએ તો ખોટું નથી કે જેમ મૂર્ખ પુરૂષો હોળીમાં ભુંડું બોલી, કિંવા અંગ વસ્ત્રાદિ બગાડી આનંદ પામેછે તેમ મૂર્ખ સ્ત્રીઓ ભુંડું ભણવા છુટનો સમય શોધેછે. આથી અતૃપ્તપણાનું કે દુરાચારનું અપમાન અબળાને પહોંચે એ ખરૂંછે, તથાપિ એ ધારવું કદાચ ખરૂં પણ હોય.

માતા થવા પેહેલાં માતા ધર્મનું ભણતર ભણવું જોઈએ. બાળકો કેમ ઉછેરવાં કેમ કેળવવાં એ વિષે આપણા દેશીઓ તદન અજાણ હોઇને બાળકોને બગાડે છે. એ સંબંધી અહીં ઉભરા કાઢું તો ઘણું વધી પડેછે. હીંદુનું સંસાર સુખ એવુંછે કે ઘડીભર ઘરમાં ટકવું તે ધણીને મન ઝેર જેવુંછે. સાત આઠ ભુંદરાં ભુંદરીની પાછળ ભમતાં હોય, તેની ધડાપીટથો ઘર ગાજતું હોય, મારફાડ, રોયો પીટ્યો વગેરે શબ્દોથી કેળવણી ચાલતી હોય ત્યાં સુધારવાનું શું કેહેવું? મોટા લોકનાં પણ બાળકો એટલાં કજીઆળાં, હઠીલાં અને મોઢે ચડાવેલાં હોયછે કે કંઈવાત નહિ. તે બાપડાં દુઃખી થાયછે, અને બીજાને કરેછે. આ બધાનું કારણ બાળલગ્ન છે. મા પોતે બાળક હોય તો શી રાતે બાળકો જાળવે? બાળકો વેંતીઆં, હાથ પગ દોરડી, પેટ મોટું અને સદાય માંદાં હોયછે. કેટલીકને મરેલાં અવતરે છે. અને કેટલીકનાં ગાફલપણે માર્યા જાયછે. સુતાં સુતાં ધવરાવતાં નીદ્રાવશ થવાથી ચંપાઇને મરી જવા વગેરેના દાખલા બનેછે. બાળાઓની બાળમતી નાશ પામે એવી યુવાવસ્થામાં લગ્ન થાય તો

ઘણી હાનીઓ દૂર થાય.

**દાનવિધિ તથા સામાન્ય વેહેમ.**

બ્રાહ્મણો કે ભિક્ષુકો સંબંધી જે મેં લખ્યુંછે, તે તેમના ભલા ખાતરછે; વૃથા નિંદા નથી. તેઓ ભિક્ષાવૃત્તિ તજી ધંધે વળગે કે નોકરી કરે તો તેમની સ્થીતિ સુધરે. જેઓ વિનાશ્રમે અણહકનું ખાયછે તેઓ અપરાધીછે. વણીકો જેવી બ્રાહ્મણોની શ્રીમંત સ્થીતિ નથી તેનું કારણ ભિક્ષા છે. સંસારી મનુષ્યોમાં યદ્યપિ ધર્મગુરૂ કે કર્મકાંડી ગુરૂની આવશ્યકતા છે, તથાપિ તેની સંખ્યા ઘણી થોડા જોઇએ. રળનાર થોડા ને ખાનાર ઘણા એમ ન થવું જોઇએ. ગોરપદું બધા કરે તો દેશને હાની થાય, માટે બીજાઓએ બીજો માર્ગ પકડવો ઉચીત છે. વેશવાળ, વિવાહ, મર્ણ વગેરે ક્રિયામાં ઉપાધ્યાય કે આચાર્યની જરૂરછે. દરેક દેશમાં દરેક કોમમાં તે પ્રમાણે છે. આ સંસારમાં એક માણસ બધાં કામ કરી શકે નહિ, તેથી તેમને અન્યોન્ય સહાયતા જોઇએ. ગોર એક મીત્ર કે દાસ તુલ્ય છે, એ તેમની પડતી છે. વાસ્તવીક તેઓની સત્તા ગુરૂ કે મુરબ્બી તરીકે હોવી જોઇએ. પરંતુ નવી પ્રજાને પસંદ આવે એવાં સુધરેલાં કર્મો કરાવતાં શીખી તેઓએ નમ્ર, નીતિવાન, જ્ઞાની તથા વિદ્વાન થવું જોઇએ. યોગ્યતા વિના અનુષ્ટાન કરાવવા આશા રાખવી એ અપરાધ છે. તેમના નિર્વાહ માટે કોઈ જાતનો કર કે ચપટી ચપટી માગી ખાવાનું નહિ રાખતાં સંસ્કૃત યોજના કરવી જોઇએ. શોક કરતાં હર્ષ પ્રસંગે કર હોયતો અયોગ્ય નથી.

ઘણા ભીક્ષુકો થવાથી તેઓ પણ દીન દશામાં રહેછે. કેટલાક ખળ વિપ્રો પોતાના બાપદાદાનો એ ધંધો સમજી

વિરૂદ્ધ બોલનારને નાસ્તીક કહી જુના વેહેમી વૃદ્ધ ધ-નાઢ્યો પાસે તેમની નીંદા કરેછે. "બ્રાહ્મણનું ભાંગવા બેઠો, ભુદેવોની નિંદા કરી" વગેરે વાક્યોથી વિપ્રો આવું લખનારને વધાવી લેશે, પરંતુ નીંદા કરવામાં મને લાભ નથી. મનેતો નવા જમાના ઉપરથી તેમની દયા આવે છે જે તેઓનું ટટ્ટુ હવે ચાલશે નહીં, માટે બીજો માર્ગ પકડેતો તેઓ સુખી થશે. આ લખનાર ઉપર તેઓ ના-ખુશ થશે તો તેથી કાંઈ તેને હર્ષ શોક નથી. છાશ માગ-વા જવું અને દોણી સંતાડવી, એ બે જોડે ન બને. નીંદા કરવાનો નીચનો સ્વભાવછે, પરંતુ સન્માર્ગ દર્શાવવાનો કે સત્ય કહેવાનો સુજ્ઞનો ધર્મછે.

જે દેશમાં ઘણા ભિક્ષુકો હોય તે દેશની પડતી થાયછે. માટે દેશાધિપતીએ તે બીના લક્ષમાં લઈ છૂટાં દાનો બંધ કરાવવાં જોઇએ. યુરોપની પેઠે રખડતા ભીક્ષુકોને પકડી નિરાશ્રીત શાળા કે ઉદ્યોગશાળામાં રાખવાથી શેહેરનો દીન દેખાવ અટકશે. ઉદ્યોગનો ઘટાડો થવાથી પ્રજા ગ-રીબ હાલતમાં આવેછે. પ્રજાની આબાદી થાય એવા ઉપાય લેવા એ રાજાનો ધર્મછે. રાજ્યની ચડતીપણ પ્રજા ઉપરજ આધાર રાખેછે. ઘણી જાતના ધર્મવેરાનો ઉંધો ઉપયોગ થાયછે, તે અળસાવી નિરાશ્રીતશાળા તથા ઉ-દ્યોગ શાળાના ખર્ચમાં તે દ્રવ્ય લેવાથી તે ખાતાનો સેહેજે નિભાવ થશે. હરામ માગનારા વધી જવાથી ખરા નિ-રાશ્રીતોને આશ્રય મળતો નથી, એ ખેદકારકછે. કાલેજમાં કેળવાએલા રાજકુમારો આવા સુધારા ઉપર કેમ લક્ષ આપતા નથી? દવાખાના અને નિશાળો વધારવી એથી આ સુધારો વધારે ઉપયોગી છે. જ્યાં સુધી એ નહિ

થાય ત્યાં સુધી પ્રજા બળ અને તે સાથે રાજ્ય બળ વધનાર નથી.

કેટલીક જાતના વેહેમો પણ રાજાથીજ અટકી શકે. જોશી, ભુવા અને જાદુગરો એ કંઇ ઉપયોગી નથી. દેશનું દ્રવ્ય ઘટાડવાનાં એ સાધનોછે. સમજુ રાજાએ અર્થશાસ્ત્રને અનુસરી એવા અનુત્પાદક કુધારા ઉપર હડતાળ મારવી ઘટેછે. પ્રજાનું ધન ઠગીને લઈ જનારા ઠગોને ચેતાવી બીજે ધંધે વળગે તેમ કરવાથી પ્રજાની આબાદી થશે.

શીળસાતમ, નાગપાંચમ, અણગોસ, તેલાં વગેરે વેહેમોથી ચોમાસું ભરપુરછે. મૂર્ખ મનુષ્યોને બગાડનાર બ્રાહ્મણો છે. વેહેમજાળ પાથરી પોતાની કમાણી વધારીછે.

બિચારાં ભોળાં મનુષ્યો ભ્રમનાથી કે વેહેમથી માંદાં પડી રીબાયછે, અને વખતે મરી જાયછે. કથા વાંચનારા વ્યાસજીથી પણ વેહેમ વધેછે. ભૂત, પિતૃ, પિશાચ વિગેરે વેહેમો સજ્જડ થાયછે. કેટલાંક શાસ્ત્ર શ્રવણથી સુનિતિનો પણ ભંગ થાયછે. દશમસ્કંધાદિ કથાથી વિષય વૃત્તિ વૃદ્ધિ પામેછે. સંસાર ત્યાગ કરવો એ સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ છે, મનોભાવને મરડવાથી ઉલટી હાની થાયછે, ઇશ્વર દત્ત વસ્તુનો યોગ્ય ઉપયોગ નહીં કરવાથી ઉલટું પાપ થાયછે એવું આ લખનારનું મત હોવાથી જોગીઓને નીંદ્યા છે. એવા બાવા, વૈરાગી અને જોગીઓથી ઉલટાં દુરાચરણ વધેછે. પ્રજાના લોકોને પુણ્ય માર્ગ બતાવવાને બદલે પાપ પંથે ચડાવેછે. સુનીતિવાન ત્યાગીઓ આ કાળમાં થોડાજછે, અને થોડા પણ ત્યાગને માટે નહિ પણ નીતીકે જ્ઞાન માટે મને પ્રિયછે.

થોડા દિવસ અગાઉ અત્રે એક યજ્ઞ થયો હતો, તેમાં વૃથા ખર્ચ થયો એ પણ એક વેહેમનું પરીણામ છે. અ-

ગ્નીમાં ઘી હોમવાથી કલ્યાણ થાય એમ કેમ મનાય? પૂર્વજો ગમે તે કારણથી કરતા હોય, પણ આ કાળે એ ભ્રમના સકારણ કે સત્ય ઠરે એમ જણાતું નથી. શ્રાદ્ધના દિવસોમાં શ્રાદ્ધ સરાવી કાગડાને નાખેલી વાશ પિતૃને પહોંચે એ ખોટુંછે. એ જમાનો હવે નથી. તથાપિ મૂર્ખને દિલ તે ન ઠસે તો ખેર, પણ તે કાળે મીષ્ટાન્ન ઉડાડવું એ તો ઘણુંજ ખોટુંછે.

આ દેશમાં જે વેહેમો પેઠાછે, તે એની મેળે પેઠા નથી. કેટલાક વેહેમો સ્વાર્થી મનુષ્યોથી પેઠાછે. ભૂલનાર દયાને પાત્રછે, તથાપિ ભૂલવનાર દોષને પાત્રછે. ધર્મ, રૂઢી અને રાજ્યનાં બંધનો હદપાર જવાથી મૂર્ખ મનુષ્યોને કેવળ દાસપણું પ્રાપ્ત થયુંછે. એ ત્રણ બંધનો હદમાં રેહે તો લાભ છે, નહીં તો હાની છે. કેટલાક વળી એવું પણ ડહાપણ ડોળનાર છેકે "વેહેમોને નીંદવાથી, તેનું પુનઃ પુનઃ ખંડન કરવાથી નવી પ્રજા અશ્રદ્ધાળુ થઈ જવા સંભવ છે." આમ કહીને તેઓ શું કરવા માગેછે? વેહેમોનું ખંડન નહિ કરવું એજ. આ હઠાત્કારી પેચછે. નવી પ્રજા શ્રદ્ધાહીન થાય તો તે નહિ થવાના ઉપાય લેવા, પણ વેહેમોનું મૂળ ખંડ્યા વિના ખરી શ્રદ્ધા થવી કઠણ છે. કેટલાકનું દિલ નિરંકુશ અને કુતર્કી થાય એ જૂદી વાત છે, પણ બધે એમ ન થાય. કદાપિ આરંભ કાળમાં એવો દેખાવ દ્રષ્ટિએ પડે પરંતુ આવતી પ્રજામાં શુદ્ધ સંસ્કાર પામેલી શ્રદ્ધા ઉત્પન્નથશે.

## સુધારા સંબંધી.

ભરતખંડી આર્ય પૂર્વજો સંપૂર્ણ સુધરેલા હતા, એવું મારૂં માનવું નથી. તેમની કેટલીક રૂઢીઓ કેવળ વેહેમી અને દુઃખદાયક હતી. શાસ્ત્રીના દિવ્યાદિ પ્રકરણો જોતાં, સૃષ્ટિ નિયમ જ્ઞાનમાં તેમની અલ્પબુદ્ધિ લાગેછે. મનુષ્ય

હોમી યજ્ઞ કરવો કે સતીને બહાને સ્ત્રીહત્યા થવા દેવી એ વાત ઘાતકી લાગેછે. હાલનો જમાનો કોઈ જાદોજછે; પૂર્વજોની સર્વ રૂઢીઓ પસંદ પડે એમ બનવું અશક્ય છે. આપણે કોઈ બીજીજ સુધરેલી દશાથી પ્રસન્ન થઇએ. જાનું વખાણવાનો બધે ધારોછે. ગઈ વાતનેકોણ નીંદે! સારાં પુસ્તકો વાંચી તેમની સ્થીતિ વિષે ઉપર ચોટીયો વિચાર બાંધે, અને પછી બહુ સારાપણાનું અનુમાન કરે એ ભૂલછે. દેશાભિમાનીઓ આંધળા અભિમાનથી પૂર્વજોના હદથી જ્યારે વખાણ કરે, અને એવું કરવામાં દેશાભિમાન સમજે, તથા તેની પાછળ પાછો ગાડરીઓ ચાલે. એક સારો લખનાર એવી હિમાયત કરે, અને બીજા વગર વિચાર્યે તે ઉપાડી લે. "હે પ્રભુ! ભરતખંડને પૂર્વ જેવા બનાવી દેજે" એવું એક જણે લખ્યું તે ઉપરથી બીજે, અને પછી સડેડાટ ચાલતું થયું. નૂતન ગ્રંથકારોના મનથીતો એવું લખવું એ એક દેશાભિમાનછે. પૂર્વનું સંભારી ખેદદર્શક લખાણે અસર કરાયછે, એ ઠીકછે; પણ હદ જોઇએ. સતી પ્રચાર કે યજ્ઞ પ્રચાર પાછા માગવા એ મૂર્ખાઈ છે. સારાં વસ્ત્રો, નવીન જણસો કે હુન્નરોમાંનું કંઈ નહોતું, એમ વિચારતાં એવી માગણી ત્રાસદાયક લાગેછે. પરંતુ કેટલાક વિદ્વાનોને એવી ભ્રમનાજ થઈ ગઇ છે કે પૂર્વજો સર્વ વાતમાં સંપૂર્ણ હતા. એ લેખકોનો એટલો હઠછે કે પ્રતીપ્રાણીની મતી અંગ્રેજી અભ્યાસને લીધે છેદાઈ ગઈછે એવું લખી આર્યોના ઉત્તમ ગુણો દર્શાવી તે મતી ઉઘાડવા યત્ન કરેછે. આવા વૃથા પ્રયત્ન ઉપર સમજુને હસવું આવેછે. પ્રતિપક્ષીઓ એવા અસત્યાભાસથી સમજે એવા નથી. બાકી તેઓ ક્યાં ના કહે

છે. પૂર્વજો શૂરા, ટેકી, સદ્‌ગુણી અને તત્વજ્ઞાની હતા. તેવા ગુણો વખાણવા તે ઉત્તમછે, તથાપિ તેવી બધી સ્થીતિ માગવી તે હાલના લોકોને રૂચીકર થવી મુસ્કીલછે. પૂર્વજોમાં સ્વદેશ મમતા અને પ્રમશૌર્ય વિશેષ હતું, તે જો મારા દેશી બંધુઓમાં આવેતો કંઇક દહાડો વળે. વિદ્યા, કૌશલ્ય વગેરે દેશીઓમાં વધ્યું હોય, પણ સંપ, શૌર્ય વગેરે સદ્‌ગુણો નથી.

કેટલાક એક દેશી સંસ્કૃત પંડિતો સુધારાવાળાના સિદ્ધાંતોને દાંડાઈ સાથે પટકેછે. પોતે બહુ ઉંડા ઉતર્યા છે એવો ડોળ ઘાલી જ્ઞાતિભંગની નીંદા જુકિતથી કરેછે. પૂર્વજોના કે હાલમાં ચાલતા કોઈ કુધારાની કોઇએ ટીકા કીધી તો કટાએલા હથીઆરે સામા થાયછે. આવું થવાથી હસવું ને હાણ બેઉ છે. હાની એકે અલ્પમતીના મનુષ્યો ઉપર તેઓ ફાવેછે. જુઓ આ એક એમનું કટાએલું હથીઆર:—પૂર્વજોને આપણે મૂર્ખ કહીશુંતો આપણા પુત્રો આપણને મૂર્ખ કહેશે" આ જુકિતથી તેઓ શું કહેછે—પૂર્વજો ગાંડા હોય તોય ડાહ્યા કહેવા. હવે પ્રતિપક્ષીઓતો કાંઈ તદન મૂર્ખ પણ કહેતા નથી, પરંતુ કેટલીક વેહેમી રૂઢીઓથી ભોળા કહેવા જરૂરછે. નહિ તો તેમના દરેક ધારાનું અજ્ઞાનીમાં અનુસરણ થાય. વળી તેમનો એક દુરાગ્રહી સેનાપતિ જુઓ—પૂર્વજોના બધા વિચારો સારા હતા, તેમના વિચારમાં કાંઈ ખોડ જણાય તો સમજવું કે આપણા શોધમાં ખામીછે" આફરીનછે અક્કલ ઉપર! હવે શું કહેવું રહ્યું? મનેતો એવાપણ ભય રહેછે કે વખત જતાં એવું પણ લખશે કે "સતી થવું એ આર્યોનો ધર્મ હતો, માટે પવિત્ર પ્રીતીમાં સતી થવું એ ઉચ્ચ આર્યતાછે!!"

જેમ બધા પંથવાળા પોતાના પંથનું અનાદિપણું માને છે, તેમ કેટલાક પુરૂષો પ્રાચીનકાળના વિદ્વાનોને ચડીઆતા સમજેછે. મારો વિચારતો એવો છે કે સૃષ્ટીમાં દિવસે દિવસે જ્ઞાન વધેછે. જ્ઞાનના ગ્રંથો તથા શોધની વૃદ્ધિ થયાજ કરેછે. કોઈ દેશમાં ઘટે અને કોઈ દેશમાં વધે એ ખરૂં, પણ સમષ્ટિ સંબંધેતો વધારોજ થાય છે. પ્રતીપક્ષીઓ કહેછે કે હાલ કળાકૌશલ્ય વધ્યું હશે, પરંતુ તત્વજ્ઞાન કે ધર્મ વિષયમાં પ્રાચીન પંડિતો ચડે. તથાપિ એ વાત મને માન્ય નથી. ભુસ્તરાદિ વિદ્યાથી પૃથ્વીનું અનાદિપણું નાશ પામ્યું છે, તેથી આરંભકાળમાં કે મધ્યકાળમાં આજથી વધારે વિદ્વતાનો સંભવ નથી. શું જ્ઞાનમાં કે શું ધર્મમાં, શું શોધમાં કે બીજી બાબતમાં આજથી ચડે નહિ. તેઓના જ્ઞાનભંડાર સચવાઇ રહ્યા છે, અને તે ઉપર ગંભીર વિચારો થાય છે. તેઓએ જેટલું તત્વજ્ઞાન શોધેલું તેમાંનું કેટલુંક આજેછે, તેનું મનન કરી તેનાથી વધારે શોધ થાયછે.

મેં જે પુર્વજોની પ્રસંશા કીધી છે તે કળાકૌશલ્ય માટે નહિ પણ તેમના સદગુણ માટે કરીછે. તેમનામાં અસત્યનું માન નહોતું, અને તે માટે પ્રાયશ્ચીત લખ્યુંછે. ધન્ય છે! આજતો નાતમાં કે પંચમાં અસત્યવાદીનું અપમાન નથી એ અવિદ્યાનો મહીમા છે.

જ્યોતિષ કે ગૃહણ વિષયમાં પૂર્વજો પુરી શોધ પામેલા નહિ એ શ્રીમદ્ ભાગવત ઉપરથી લખ્યુંછે. તે ગ્રંથના ચતુર્થ સ્કંધમાં આકાશી ગ્રહો વિષેનું વર્ણન હાલ ખોટું ઠર્યુંછે, માટે એવું અનુમાન કરેલું છે. આર્યભટ્ટ નામના વિદ્વાનના વખતમાં એવી કેટલીક શોધો થઈ હતી, એવું

એક લેખક લખેછે, પણ એવી વાતમાં કાળનો નિશ્ચય થઈ શકતો નથી.

શાસ્ત્રની કેટલીક કલ્પિત કે અલંકારી કથાઓ નમાની શકાય એવીછે. યદ્યપિ કોઈ વખતે એનો હેતુ સારો હોય છે, તથાપિ એ લાક્ષણીક લખાણથી વેહેમો વધ્યા છે. કોઈ વળી એમ પણ કહેછે કે હાલમાં ચાલતા અગ્નીરથો અને વીજળીના તારો નાશ પામે તો ભવીષ્યની પ્રજા, અશ્વ કે બળદ વિના ગાડી ચાલે એ સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ સમજી સાચું ન માને. તેમજ આગળની કેટલીક વૈમાન વગેરે વાતો સાચી પણ હોય." આ કેવળ દુરાગ્રહ છે. એ દૃષ્ટાંતથી એ વાત સીદ્ધ થાય એમ નથી. જો આગગાડીને તાર નાશ પામે તો તે સાથે તેની રચનાના ગ્રંથો પણ નાશ પામે, તો પછી એ વાત જાહેરમાં આવવીજ અસંભવ છે. અશ્વના કાનમાં મંત્ર મૂકવાથી તે ગગનમાં ગતી કરતા હોય, કે પુષ્પક વગેરે કુબેરના વૈમાનો આકાશમાં મરજી મુજબ ફરતાં હોય તો તે કળાની યોજના પણ શાસ્ત્રમાં હોય. ઘણા ગ્રંથો રહ્યા છે તો તેમાં તે કેવી કળાથી થતું એવું વર્ણન જોઇએ. એવી સમજણ કે સમાધાન ન હોય તો બુદ્ધિમાનો માની શકે નહીં.

શાસ્ત્રમાં બ્રાહ્મણ, ક્ષત્રી, શુદ્ર અને વૈશ્ય એવી ચારજ જ્ઞાતિછે. તેમાં પેહેલી ત્રણ દ્વીજ કહેવાતી, અને તેઓને અન્યોન્ય વ્યવહાર હતો. ઘણા બ્રાહ્મણો ક્ષત્રીઓની કન્યાને પરણ્યા છે. એ નિયમને તોડી આજે હજારો નાત થઈ છે. દેશને દમનાર આ પણ એક દુર્ગુણ છે. ચાર જ્ઞાતિ રાખવી, તે પણ કર્મ પ્રમાણે, એવું શાસ્ત્ર સંમત છતાં કોણ માનેછે? રૂઢીનું પ્રબળ છે. રૂઢીને મળતું આવે ત્યાં શાસ્ત્રનો દાખલો આપે, પણ પોતાને સપડાવે એવું શાસ્ત્ર

વચન હોય તો તે નહિ એ ક્યાંનો ન્યાય? કેટલાક એવા પણ લખનારા થાયછે કે સુધારાવાળા શાસ્ત્રને માનતા નથી, તો બીજા પાસે મનાવવાનું શીદ લખેછે? પરંતુ આ એમનું શુદ્ધ અજ્ઞાન છે. અલબતાં સુધારાવાળા વિવેક વિરૂદ્ધ શાસ્ત્ર વચન માનતા નથી, તથાપિ જૂની પ્રજા, જે માનેછે તેને તોડ્યાનો ઠપકો ઘટેછે.

દેશાભિમાન કે દેશની દાઝ ઉત્તમ મનુષ્યમાંજ હોયછે. ઘણા અજ્ઞાનીઓ તો એવું સાંભળી શિખામણ દેછે કે દેશનું રડવામાં કાંઈ પાઇનું શાક થાયછે?" પાઇના શાક વિના સ્વાર્થી બુદ્ધિમાં બીજાું શું સુઝે? એક અર્ધ નાસ્તીકે ચેષ્ટા કરી કે "સાળાની સાળી નાતરે ગઈ તેને દુખે હું દુખણો થઈ! તેમ દેશનો ભાર પોતે ઉપાડે છે! ત્યાં વળી બીજી ગમથી ટેકો મળ્યો કે ઈશ્વરના અનેક બ્રહ્માંડમાંથી એકાદ આવું જગત નાશ પામે તોય શું? કાનખજુરાનો એક પગ ભાગ્યો તોય શું ને ન ભાગ્યો તોય શું? આવી એકલપેટી અક્કલ ઉપર ભઠ પડજો!

ઈંગ્રેજીમાં કહેવત છે કે અપૂર્ણ જ્ઞાન એ ભયંકર ચીજ છે. તેવીજ રીતે કેટલાક બાળકો થોડું ભણી ઉડી જાય, અને પછી વેહેમી બની સુધારા તથા કુધારા વચ્ચે વધારે વિરોધ કરાવેછે. પુરી વાત કરે નહિ, સાંભળે નહિ તથા વાંચે નહિ તેઓને શી રીતે શુદ્ધ જ્ઞાન થાય? આવા અર્ધદગ્ધો વધારે હઠીલા ને હાનીકારક છે.

કેટલાક બાળ સુધારકોને વખતે ગ્લાનીથી કાયરતા આવી જાયછે. સ્વસૈન્ય માંહેનાજ કોઈ નજીવી ચુક ઉપર ઉતરી પડી ડાંભેછે તેથી તથા અજ્ઞાની પ્રજામાં નીંદા થાય છે તેથી, "લોકો સુધરે નીકર પડે કુવામાં" એવાં કાયર વચનો ઉગતા જુવાનોનાં મુખથી મેં સાંભળ્યાં છે, માટે એક એવી ગરબી આપીછે. પણ તે ખોટું છે. ઈશ્વર પ્રીત્યર્થ કર્મમાં

નીંદા કે કીર્તિ તરફ જોવાનું નથી. કામ કઠણછે તો કિંમત વધારે છે. હારી જવું અને કર્તવ્ય ભુલવું એ બંને બરોબરછે. બીજી બાજુ ઉપર ટીકાકારોથી જરા સભ્યતા રહેતી હોય તો વધારે સારૂંછે.

ધીમે ધીમે સુધારો કરવો અને યાહોમ કરવું, એ બંને વાત સારીછે. દીર્ઘ દ્રષ્ટી વિના યાહોમથી પશ્ચાતાપ અને હાનીછે, તેમ ધીમેની ભલામણથી શૌર્ય નાશ પામી વૃત્તિઓ મરી જાયછે. બંને સદ્ગુણમાં એક્કે એકલો શ્રેયસ્કર નથી. યાહોમનો નાશ અને ધીમે ધીમેનું પ્રાબલ્ય હોવાથી થઈ શકે એવા સુધારામાં પણ નિર્બળતા જોઈ ધીમે ધીમેને જરા નીંદ્યોછે. કેટલાક સુધારામાં યાહોમની જરૂર છે, અને કેટલાકમાં મંદગતી કામની છે. જૂના સુધારકોએ એકદમ યાહોમ કરવું શરૂજ રાખ્યું હોત તો વિરોધ વધી નાતો જૂદી પડત, અને બધાને સુધારવા શ્રમ કરી શકાત નહિ. તેમજ લગામ ઢીલીજ રહી હોત તો આજે જે કેટલુંક છચોક બોલાય કે ચલાય છે તેમ બનતનહિ.

આજ સુધી બોધ થતો આવ્યોછે તો પણ કોઈ નાતે મૂખ્ય સુધારો દાખલ કર્યો નથી; માટે આશ અને ત્રાસ બંનેથી કામ લેવાય તો કંઈક લાભ થાય. પંકિત બહાર થવાના યાહોમમાં વધારે જોખમછે, અને વધારે હિંમત જોઇએ, તથાપિ બધા વિષયમાં એમ નથી. એવા સુધારામાં યાહોમની જરૂરછે. यदापि शुद्धं लोक विरुद्धं नाचरणीयम् એ બોધ હાનીકારક છે. "અમે ગુપ્ત સમજાવીએ છીએ, સૌ સમજી ધારો કરશે ત્યારે વર્તાશે, એકલાથી કંઈ થાય?" નસીબે આ નિર્બળતા તો ચોંટેલીજ હતી તેમાં ધીમે ધીમેના વાક્યથી પુષ્ટી મળીછે. નહીં બની શકે ત્યારે ઉપલું બહાનું શોધવું એ ખોટુંછે. મારાથી ન થાય એવા કાર્યમાં મારે મારી નિર્બળતા છુપાવવી એ યોગ્ય નથી.

કહેવું સરલ પણ કરવું કઠણછે, તથાપિ કહેવુંજ નહિ એમ કાંઈ નથી. કહેનારા ન હોયતો શૌર્યના અંકુરો નાશ પામે. સરાણીઓ તો તરેવાર સજી આપે, બાકી જેનામાં

શૂર હોય તે મારે. આથી કાંઈ છૂટી જવાનું નથી, પણ હાલ એક એવોજ વાયુ વાયછે કે કહે તેને કરડવા ધાય, તેથી લખવું જરૂરનું છેકે જેવા ઉભરા આવે તેવા કાઢવા તો ખરા. કોઈ વિષય ત્રાહીત તરીકે લખવા માંડ્યો, અને પછી પોતાથી ન બને એવા વિષયનું રૂપ ફેરવવું એ ન્યાય નથી. એટલાજ માટે તે વિષય પડ્યો મૂકવો આજમી નથી. કહેશે તે કોઈ દિવસ કરશે પણ ખરા, તથાપિ વય, ચલણ, સ્થીતિ એ ઉપર વધારે આધાર છે. શક્તિ વિના લડે એ શત્રુને હસાવેછે. સુધારાની મંદગતીના એ કારણ છે. દ્રવ્યસંબંધી દેશની પડતી અને મમતી સંસ્કૃત વિદ્વાનો. ધંધાની પડતીને લીધે એવું થોડાને સુઝે. પેટનું કરે કે સુધારો કરે? જે વખતે સુધારાનો ડંકો વાગ્યો તે કાળે દ્રવ્યની રેલંછેલા હતી. તોપણ હજી સુધારાનાં મૂળ ઉંડાંછે, તે ચારે બાજુએ વધતાંજ જાયછે, અને કોઈ રીતે નાશ પામનાર નહિ. પુસ્તકો, વર્તમાનપત્રો વગેરે કોઈપણ જાતનો સુધારો વધતોજ જાયછે. સુધારાવાળાથી કેટલીક સંસારી હાલતમાં સગવડો થઈછે, ઘણી જાતના લાભ થયાછે, તેના વિસ્તારની અહીં જગો નથી. એના ધન્યવાદ ગાવાને બદલે વિસ્મૃત્તિ કરવી, એ કૃતઘ્નતાથી મારૂં દિલ કંપેછે. જેઓને દેશને ખાતર દુઃખ પડ્યાં છે એવા પરોપકારી મહાત્માઓ પ્રત્યે મારૂં વંદનછે.

## કેળવણી સંબંધી.

બાળકને ત્રણચાર વર્ષથી નિશાળે મોકલવું એ હાનીકારક છે. આપણા પૂર્વજોમાં સંસ્કૃત અભ્યાસ ઘણો હતો. તથાપિ તેઓ આઠમે વર્ષે ભણવા મોકલતા. તે રીતે સાત કે આઠ વર્ષની ઉમરે ભણાવાય તો અંગ સારી રીતે ઉછરી આરોગ્ય રહે. કુણાં કાળજાં બાળી નાખવાથી શરીર બગડેછે. અંગ્રેજનાં બચ્ચાંને નાનપણથી કેળવેછે, પણ અરે! એવી કેળવવાની રીત કે સોઈ ક્યાં અત્રે છે? સારા ભણેલા પુરૂષોનાં પુત્ર પુત્રી વિદ્યામાં કુશળ થાય, તથાપિ શરીરમાં કદાવર અને બળવાન ન થાય તો તેઓને ઠપકો ઘટેછે.

સાત આઠ વર્ષ સુધી રમી રખડી નિશાળે જાય, અને પછી ભણી ગણી કુશળ થઈ અઢારથી વીશ સુધી કસરત કરી એકવીશમે વર્ષે લગ્ન કરે તો તેઓ આરોગ્ય અંગે લાંબુ આયુષ્ય ભોગવે. સિવિલ સર્વિસાદિ વયના વાંધા વાળી પરીક્ષાઓ માટે આ નિયમ નથી.

ગુજરાતી ચાર ધોરણો શીખ્યા પછી બાળકોને અંગ્રેજી શીખવા ધકેલેછે, તેથી તેઓનું ગુજરાતી જ્ઞાન કાચું રહેછે. અંગ્રેજી કેળવણી પુર્ણરીતે લેવાય તેને માટે આ વાંધો નથી. તેવાઓનું જ્ઞાન આગળ જતાં વધેછે. પણ નાના શેહેરોમાં ત્રણચાર ધોરણ સુધી અંગ્રેજી ભણાવેછે તે વિષે વાંધોછે. ગુજરાતી છઠું તથા સાતમું ધોરણ વ્યવહારમાં ઉપયોગી છે, તે અંગ્રેજી ભેળું શીખવાથી ઓછું ભણાવાયછે. ત્રણચાર અંગ્રેજી ભણી ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ ગણીત અને હિસાબ શીખવા પાછા ગામઠી નિશાળે જાયછે. વ્યવહારોપયોગી નામું ઠામું ન આવડે તો ત્યાં જાય તેમાં નવાઈ નથી. છઠ્ઠી અને સાતમીના કેટલાક સારા પાઠો તથા કવિતાઓ મૂકી દેવાયછે. અલ્પજ્ઞાનથી આગળ ઉપર વેહેમી થઈ બેઠેછે. ભણેલા ખરા પણ કેળવાએલા નહીં હોવાથી પાઠ રચનારના હેતુ ચોપડીમાંજ રહેછે. ભૂતળ, ખગોળ અને ગણીતાદિ મૃષ્ટિજન્ય સિદ્ધાંતી જ્ઞાન ઓછું રેહેવાથી તેમનાં અંતર ઉપર શુદ્ધ સંસ્કાર થતા નથી. બચપણથી ભણવા બેઠેલા બાળકો બાર તેર વર્ષે છઠ્ઠી અને સાતમી ચોપડી ભણેછે, તેથી એ જ્ઞાન આગળ ઉપર સ્વપ્નવત્ થઈ જાયછે. એટલી નાની વયમાં એવું ખગોળાદિ જ્ઞાન સારી રીતે મગજમાં ઠસે નહિ. ગુર્જર ભાષાની ઘણે ભાગે એ છેલ્લી કેળવણી છે, માટે મોટી ઉમરે એ ધોરણો ભણાય તો લાભ થાય. બચપણથી પોપટની પેઠે પઢી જાય તે જેમ તનને હાનીકારક છે તેમ ઉપયોગી પણ નથી. આ માટે ઉપાયો યોજવાનું કામ વિદ્વાનોનું છે પણ પરિણામ દર્શાવવા એ મારૂં કામછે.

વાંચન વ્યસન એ મોટાઓનું લક્ષણ છે, એક અમૂલ્ય

સદ્‌ગુણ છે, તેને અભાવે પંડિત પણ મૂર્ખ બનેછે. ઘણા ભણેલા ગ્રહસ્થો, મેહેતાજીઓ અને શિક્ષકો પણ આ વાતમાં આળસુ થઈ વિદ્યા ગુમાવેછે. કેટલાકો કુસંગે જ્ઞાનવાર્તામાં હૃદયશૂન્ય થઈ વધારે પાપી થાયછે. ભણેલો ચોર સારી રીતે ચોરી કરી જાણે અને પકડાય નહિ તેમ આ ખળો વધારે ખટપટી થાયછે. વાંચવાની ટેવથી વિદ્વાન થવાય છે. નહીં ભણેલા પણ પુસ્તકોથી પ્રવીણ થાયછે. એવો એક મારો મીત્ર ડુંગરમાં આમદ જમાદાર નામે છે. વાંચીને મનોજ્ઞાન વધારવું એ મનુષ્ય કર્તવ્યછે. આખો દિવસ તન માટે ઉદ્યોગ કરીએ પણ મન વધારે મૂલ્યવાન છે, તેથી તેની શકતી ખીલવવી જોઇએ. તેની તીક્ષ્ણ લાગણીઓથી વધવું, પણ નાસ્તિક જુક્તિયોથી લાગણીઓ ઘસી નાખી, કાંઈ અસર ન થાય એવું એડ મારી ગયેલું કરવું ઉચીત નથી.

મેહેતાજીઓને આપેલા બોધ ઉપર પરીક્ષકોનું ધ્યાન ખેંચવા આશા રાખુંછું. કેટલાક મૂર્ખ અને આળસુ મેહેતાજીઓ વેહેમી છે. જ્યોતિષ ભૂત જાદુ વગેરે માને છે. બાળકોને સુનીતિ આપવા ઉપરેજ નહિ પણ પરીક્ષકોની ઢબ વરતી તે પ્રમાણે તૈયાર કરી રાખે છે. નિશાળના વખત બહાર રોકી કે રાત્રે સુવારી પરીક્ષાના પ્રસંગ ઉપર અભ્યાસ કરાવેછે. પ્રથમથી પૂર્ણ લક્ષ આપતા નથી. દુરાચરણી ગુરૂ કે શિક્ષક દેશમાં બહુ હાની કર્તાછે. તેમની અનીતિની છાપો નાનાં બાળકોનાં દિલ ઉપર પડી નીતિથી કે ઇશ્વર પ્રેમથી ભ્રષ્ટ કરેછે. પરીક્ષા વખતે નીતિ કે વેહેમો વિષે તપાસ થાય તોજ સારૂં ફળ થવા સંભવ છે.

ઘણા ભણેલા કુશળ પુરૂષો ધર્મ માર્ગમાં દીન રેહેછે એવો આજનો દેખાવ દયા પાત્રછે. બચપણથી વેહેમ ખંડન વિષયો વાંચી હૃદય શ્રદ્ધાહીન થઈ જતાં સુકાસાથે લીલું પણ બળી જાયછે. વિવેક શક્તિ હદ બહાર વાપરવાથી ગોટવાય છે. વિવેકશક્તિ તદન નહિ વાપરી ભોળી

અને વહેમી શ્રદ્ધા રાખવી એ જેમ ઉચીત નથી તેમ વિચાર શક્તિનો હદપાર ઉપયોગ કરી ઈશ્વરી અભેદ્ય પટ ભેદવા યત્ન કરવો તે પણ તેવીજ મૂર્ખાઈછે. એ અગમ્ય વિષયમાં જય નહિ થવાથી નાસ્તીકબુદ્ધિ ઉપજીને એ પામર પ્રાણીને ધર્મથી ભ્રષ્ટ કરેછે. નવા જુવાનો ભણી ગણી વિલાસમાં કાળક્રમણ કરેછે. પણ અરે! પારલૌકીક અધ્યાત્મ સુખની ઉપેક્ષા કરી ક્ષણીક સુખમાં સર્વકાળ ગુમાવેછે એ એદ્કારકછે. તેઓને ધાર્મિક પ્રશ્ન પૂછાયતો ઉત્તર મળે કે તેઓ નીતિએ ચાલી ઈશ્વર છે એવું માને છે; બીજું શું! પણ અપશોચ! અપશોચ! સહસ્ત્રવાર તે મૂઢાત્માઓ ઉપર કે ધર્મતત્વની સૂક્ષ્મતા વિશે તેમને કંઈ જ્ઞાન નથી. ચોવીશમાંથી બે કલાક ધર્મબળ વધારવા રોકનાર સાધુ પુરૂષોને ધન્ય છે! અન્યદીન જીવોને પોતાની પામરતા માટે પરકાલમાં પૂર્ણ પશ્ચાત્તાપ થવાનો. ઈશ્વર ભક્તિ કે ભયવિના એકાંતસ્થળે મન સીધે રસ્તે જાય એ મનાતું નથી.

સ્ત્રી કેળવણી સંબંધી પણ પૂર્ણ સુધારો નહિ હોવાથી પૂર્ણ લાભ થતા નથી. ભણી ગણી સ્ત્રીઓ લખે એવું તો મૂર્ખ માણસ કહે, તથાપિ કેટલાક લેખકો પણ કેળવવાની પદ્ધતિમાં ખામી કહેછે. મા, બા, ભૂ, પા તથા બુટ સ્ટાકીંગ વિષેનાં કુટાળીઆં કાઢેલું એક લખાણ આ લખનારે વાંચ્યું હતું. એ બાળબુદ્ધિની બાળચેષ્ટા હતી. ગંભીર મનુષ્યો એવું મેણાં ટોણાંનું લખે નહિ, તથાપિ એ પદ્ધતિમાં કેટલોક સુધારો કરવા માટે પણ મત છે. થોડું ભણેલી સ્ત્રીઓ વંઠે તે દાખલો મૂર્ખ મનુષ્યો દેછે. પરંતુ સામાન્ય જ્ઞાનથી સામાન્ય નીતિ વધે. ધર્મ વિદ્યા વિના પવીત્રતા દૃઢ થાય નહિ. કુસંગે કરીને ઘણા પુરૂષો પણ વંઠેછે, તેથી વિદ્યાનો વાંક નથી. કેટલાક કામોદ્દીપક ગ્રંથો થોડું ભણેલાં સ્ત્રી પુરૂષોને બાળપણે બગાડેછે. ત્રણ ચાર ચોપડી શીખેલી સ્ત્રી શુકબહોંતેરી કે સાવળીંગાની વાત વાંચી બગડે તેમાં નવાઈ નથી. દિલ દૃઢ કે પવીત્ર થતાં

સુધી કિન્ચીત્ વિદ્યા પ્રાપ્તિકાળમાં કાળજી રાખવી જોઇએ. સત્સંગ કે સુનીતિ વર્ધક પુસ્તકોજ આપવાં જોઇએ. ભણેલી ભામા ભુત જાદુ કે જોતીષને માનેતો એ શું ભણી? કંઇજ નહિ. અંતરની તોલન શક્તિ તીક્ષ્ણ કરવા સાત ચોપડી ભણાવી પછી **સ્ત્રીનીતિધર્મ, સંસારસુખ, નીતિવચન, સ્ત્રીસુબોધ** વગેરે ભણાવતાં ઇશ્વર પ્રેમ અને નીતિની વૃદ્ધિ થશે. **બાળવિવાહનિબંધ, ભૂતનિબંધ, દૈવજ્ઞદર્પણ** વગેરે વાંચવાથી વેહેમોનો વિનાશ થશે.

સુધરેલની સ્ત્રી વેહેમી કે અભણ હોય એ ખેદકારક છે. પ્રથમથી તેમ ન થયું તો પછી પસ્તાવો થવાનો. વાતો કરવાથી સુધારો થતો નથી. સ્ત્રી સુધારો પુરૂષથી નથાય. સ્ત્રી સ્ત્રીને સુધારી શકે. કોઈ કામ ઉદ્યોગથી અગમ્ય નથી. ઘરસુત્રની સુધારણાર્થે ભાર્યાને સુધારવા પ્રત્યેક સુજ્ઞનો ધર્મછે. વેહેમી સ્ત્રીથી વેહેમી પુરૂષોને પીડા નથી. પોતપોત ખીલાય, તેમાં પસ્તાવો નથી. પુરૂષ જોશીને પુછે તો સ્ત્રી ભુવાને દ્રવ્ય આપે એમાં કોઇને દુઃખ નથી. પુરૂષને કેળવવા જેટલા પ્રસારા કે યત્ન થાય છે, તેને સામે હીસ્સે સ્ત્રી માટે નથી તો સ્ત્રી પુરૂષ જેવી પ્રવીણ ક્યાંથી થાય? ઘણા પુરૂષો પણ ભણ્યા છતાં વેહેમીછે તો સ્ત્રીઓ હોય એમાં નવાઈ નથી. વિષયી ગીતોમાં કવિયોને કાનગોપીનાં નામ મૂકવાં ઠીક પડ્યાં છે. એ વ્યભિચારી નાયક અને વેશ્યા નાયકાઓને વગોવવામાં આપણા કવિયોએ કસર રાખી નથી. એવાં ગીતો માતાઓ ગાય અને બાળકોના દિલમાં છાપ પાડે એ ખેદકારક છે. ગૌત્રાટ, તુલશીત્રાટ, અથરોટા, સૂર્યપાંદડાં વગેરે વૃત્તો જુવંતીઓ કરે છે. એમાં બહુધા ભૂખે મરવાનું ને ઔષધ તજવાનું પણ ઠાડમાઠથી મહાલવાનું હોયછે. ભુદેવોને લાભ હોવાથી તે તેવો બોધ આપેછે. વૃત્ત, દર્શન વગેરે ધાર્મીક કાર્યોમાં ઉલટી અનીતિ વધેછે. અપશોચ! ધર્મસ્થાનકો તેજ વેશ્યાવાડા થયા છે. જ્યાં સંસારી જાળથી મનને મુક્ત કરવું ત્યાંજ કામોદ્દીપક સાધનો છે! ધર્મની

આ કેવી વિપરીત દશા! ભલા ભર્થારો ભોળવાયછે અને ભુંડી ભામનાઓ ભરમાયછે! નીતિ વૈરાગ અને પ્રભુ પ્રેમનાં ગીતો ગાવાં એ ગુણવંતી ગોરીઓનો ધર્મછે.

આવેશ કે ઉભરાવાળું લખાણ દેશ દાઝથી થાય છે. સત્ય લખનારને તેવું લખતાં કેટલોક શોક થાયછે. જેઓ પરાક્રમ કરી શકેછે, જેનાથી બનેછે તેઓને હર્ષ થાયછે. પણ જેઓથી બની શકતું નથી તેમને બમણો ખેદ થાય એ સ્વભાવિક છે. કુંધારા તથા વેહેમોનો એટલોવિસ્તાર છે કે પ્રત્યેક મનુષ્યને તેમાંની કોઇપણ વાત સંલગ્ન હોય. સંલગ્ન વાતની ઉપેક્ષાથી સ્વદેશ વત્સળતા ગણાય નહિ, તેમ આવિષ્કૃત કરવાથી હાંસી, ઉપાલંભ તથા દુઃખદ આરોપની પ્રાપ્તી થાય. એ ભયંકર ભયથી સંતાપ યુક્ત હૃદયે સમાપ્તિ થાય છે. યદિ એક પણ વાંચનારને આર્થી ગુણ થશે, યદિ એક પણ મનુષ્ય દિલમાં દેશ દાઝ વધી પરોપકારી પ્રયત્નમાં પરોવાશે, તો આ સર્વ અપજશ વહોરી લઈ ઉઠાવેલી દેશ સેવાનું સારૂં વળી ગયું ગણાશે.

ત્રાહિતને અણગમો કરનારી કેટલીક તકરારી બીના વિધિ નિષેધનું સમાધાન કરવા કથવાતે કાળજે લખવી પડીછે. તે સંબંધી દોશ કે અન્ય કોઈ દોશ દૃષ્ટિએ પડેતો પરોપકાર પ્રેમી પંડિતોની ક્ષમાની અભિલાષા રાખુંછું.

ગ્રંથકર્ત્તા.

## દોહરા.

સોરઠ ગોહિલવાડમાં, ભાવનગર સંસ્થાન;
મહારાજાની મદદથી, કીધું કામ મહાન.
એ સુખપ્રદ સંસ્થાનમાં, મહુવા બંદર મૂખ્ય;
જન્મભૂમિ મમ માનિતી, સર્વ પ્રકારે મૂખ્ય.
શર[૫] શશિ[૧] ગ્રહ[૯] શશિ[૧] સંવતે, કૃષ્ણપક્ષ શુભકાર;
ભાદ્રપદી એકાદશી, જન્મ દિવસ મમ ધાર.
એકશ્વરી મતવાદિ હું, દશોશ્રીમાળિ વણીક;
દેશિ બંધુને કારણે, રચના રચી રસીક.

# अनुक्रमाणिका.

# मंगळा चरण.

## दोहरा.

ॐ तत्सत्परमात्मने, नमः सदा सप्रेम;
ग्रंथारंभ प्रसंगमां, संभारूं कर क्षेम.
श्रीमद ब्रह्म चिदात्म शिव, अकळ अगोचर एक;
अनन्य भक्ती भावथी, करूं किर्त्तन अभिषेक.
मंगळ भावे तें रच्यो, सघळो सृष्टि समाज;
गाउं मंगळाचरणमां, मंगळ कर म्हाराज.
अंतःप्रेम सुपुष्पथी, नित्य वधावुं नाथ;
चरणकमळ आश्रय करी, गाउं गर्वे नवि गाथ.

## महीदीप छंदनी चाल.

ॐ सच्चिदानंद जगद्वंद्य शीवस्वामी;
नमुं पराभकित प्रेम भावथी प्रणामी. ॐ०
जयति जगद्व्यापि जगन्नाथ जगत्त्राता,
अखिल सृष्टि आदिकारण पंचतत्व दाता;
नित्य शुद्ध मुकत निराकार नेक नामी,
ॐ सच्चिदानंद जगद्वंद्य शीव स्वामी. नमुं०
पूर्णब्रह्म स्वप्रकाशमान परम ज्योती,
चैतन्य स्वरूप सगुण गुण गाउं गोती;
स्वयंभु स्वतंत्र सर्व बाह्य अंतर्यामी,
ॐ सच्चिदानंद जगद्वंद्य शीव स्वामी. नमुं०
सृष्टीनी स्थीति उत्पत्ति ने संहारकारी,
रजो तमोपण प्राधान्य सत्व गुण धारी;
वारवार वंदना स्वीकार सुख धामी,
ॐ सच्चिदानंद जगद्वंद्य शीव स्वामी. नमुं०
नीकळ्यो परमार्थ दावे देश दुःख दळवा,
जीभमां वधार जोर काव्य शक्ति मळवा;
वदे वणिक वल्लभदास वीनती विरामी,
ॐ सच्चिदानंद जगद्वंद्य शीव स्वामी. नमुं० ॐ०

## ગરબી.

(જગત જોગમાયારે. એઢાળ.)

કરજોડી પ્રથમ પાય લાગું, જે જે જગસ્વામીરે;
મનવેધી વાણી મુખ માગુ, જે જે જગસ્વામીરે.
મન મારે મનોરથ મોટો, જે જે જગસ્વામીરે;
નથી તારે ખજાને ટોટો, જે જે જગસ્વામીરે.
કથું ઊંડી અંતર પીડા પામી, જે જે જગસ્વામીરે;
બધું જાણે તું અંતરજામી, જે જે જગસ્વામીરે.
દુઃખ દેશીનાં દેખી દાઝું, જે જે જગસ્વામીરે;
બળે ભડકે ભિતર નિત બાઝું, જે જે જગસ્વામીરે.
ચિત્ત ચિત્ર ચીતરવા ચ્હાતું, જે જે જગસ્વામીરે;
લાગે એવું નથી બોલાતું, જેજે જગસ્વામીરે.
કાવ્ય દર્પણ દેખીને સામે, જે જે જગસ્વામીરે;
ભુલ ભાળી શિખામણ પામે, જે જે જગસ્વામીરે.
એવિ વાણી આપીને આજ, જે જે જગસ્વામીરે;
આશ પુરી કરો મહારાજ, જે જે જગસ્વામીરે.

## વૈતાળીય છંદ.

જયતી જન મંનરંજના, જય ભીતી દુખ ભીડભંજના;
મનના મળ ગર્વ ગંજના, જય નારાયણ જે નિરંજના.
ગુંથતાં ગુણકારી ગ્રંથને, પ્રભુ માગું હું પવિત્ર પંથને;
હૃદયે ધરિ રાખું ખંતને, ઝટ પામું ઇશ ! ગ્રંથ અંતને.
દિલમાં દુખ દેશનાં દહે, અણસર્જ્યાં જન સંકટો સહે;
ઉપદેશ ન લક્ષમાં લહે, નિત છાને કવિ કોવિદો કહે.
પ્રણમી પ્રભુ પાયમાં પડું, કદશા દેશના દેખિ હા ! રડું;
તુંજ આશ્રયથીજ હું લડું, ઝડક્યું મેં જન મધ્યમાં બિડું.
તુ ગણેશજ તુ સરસ્વતી, મુખવાણી મુક મિષ્ટ રસ્વતી;
ઉઘડે ફટ આંખ ફાવતી, બળ પ્રેરો પ્રભુ જીભમાં અતી.

---

# सुबोध चिंतामणी.

## भाग १ लो.

---

## मरण संबंधी गरबीओ.

(हरि भजन विना, दुःख दरिआ संसारनो पार नआवे. ए ढाळनी)

### अवसान काळ.

ओ अणसमजु, अर्ध मुआने मारी कां पुरूं करो?
जीवता जमदूत! छातीपर चडी घोंचो शुं कडे छरो? टेक.
बहु वैद्य बन्यां डोसा डोशी, आव्यां आडोशी पाडोशी,
पुछे सौ डाचुं खोशी खोशी, ओ अणसमजु० १
कोई नाड तपासे छे जाते, कोई करपग पेट जुए माथे,
अडीने टाढा बोळज हाथे, ओ अणसमजु० २
बेठां छ खाटलाने वींटी, बहु वात करे दीठी अदीठी,
जाणे वांचेछे जमनी चीठी, ओ अणसमजु० ३
टाढक वळी के कंईवार हजी, एम अन्यो अन्य करे अरजी,
जाणे झट मरे एवी मरजी, ओ अणसमजु० ४
बहु वढत जीभ जो होत कदी, मनमां मानील्ये मात्र मदी,
पण शुं करे वाचा बंध बधी, ओ अणसमजु० ५
मुळ टक टक मांदाने न गमे, जीव बहु धमतळ भयमांहि भमे,
धमणनी पेठे बहु श्वास धमे, ओ अणसमजु० ६
शिर पड्युं ढोलिया मांहिं ढळी, जन जोई पास बहु जाय छळी,
जाणे फरती जमनी जमात मळी, ओ अणसमजु० ७

બે ચાર ઓશિકે ચઁડી બેઠાં, વળી બે ત્રણ પાંગતમાં પેઠાં,
બાઁકોનાં બધાં બેઠાં હેઠાં, એ અણસમજુ૦ ૮
આગળથી કરી મુઁકી તૈયારી, ધૃત દીપ અને ગંગાવારી,
લીંપી ભોંય કરી ભીની ભારી, એ અણસમજુ૦ ૯
આવ્યું ડચકું ત્યાં બેત્રણ ઊઠયા, પકડ્યાં પગ શિરે જેમ સિંહ છૂટ્યા,
એને ક્યાંથી જ્ઞાન પ્રભૂ રૂઠ્યા? એ અણસમજુ૦ ૧૦
પાટલે બેશુધને બેસારી, હડ હડ જળ રેંડી દીધો ઠારી,
અરરર શુણી છૂટે કંપારી, એ અણસમજુ૦ ૧૧
જઈ પછી ઝીંકલ્યો ભોંયપરે, બહુ થંડી ગાર જેવી ઉપરે,
રીત હાય! જંગલી કેવું કરે! એ અણસમજુ૦ ૧૨
એની પાંસળિયો પડખાં દુખશે, પીડ શુળા પરોવ્યા જેવી થશે,
નહિ જાતો હોય તોય જીવ જશે, એ અણસમજુ૦ ૧૩
ત્યાં એક ડોઢ ડાહ્યો પાસે, મોક્ષે મોકલવાની આશે,
બહુ પાડે બરાડા જમ નાસે! એ અણસમજુ૦ ૧૪
કહે રામ કૃષ્ણ, રાધા કૃષ્ણ, કાન ફોડિ નાખે કહી કહી કૃષ્ણ,
સમજણ નથી જો પૂછો પ્રશ્ન, એ અણસમજુ૦ ૧૫
એમ પીડે જીવ જાતાં સૂધી, કેડો મૂકે પાર પડ્યાજ પછી,
કોણે ક્યાંથી સુઝી અવળી બુદ્ધી, એ અણસમજુ૦ ૧૬
પ્રભુ જાણે થાય ગતી અગતી, પણ દેખ્યામાં તો ગજબ અતી,
આ વલ્લભદાસ વદે વિનતી, એ અણસમજુ૦ ૧૭-૧

## ખાટલામાં મરવા દે.

ડાહ્યા દેશી, માનવી મરવા દેને પ્રૌઢ પલંગમાં.
નથી નથી નર્કે-એથી જવાનું આવ મનુષના ઢંગમાં. ટેક.
જેણે નીતિ પાળી ભગવાન ભજ્યા, પરધન પરદારા પાપ તજ્યાં,
સંસારી સકળ સદગુણ સજ્યા, ડાહ્યા દેશી૦ ૧

"એવાૅ ભક્ત કદી મૃત્યુ તકમાં, મરૅી જાય ખાટલે ખટપટમાં,
"તોશું નર્ક દિયે પ્રભુ છેવટમાં? ડાહ્યા દેશી૦ ૨
પ્રભુ પ્રીત્યર્થે કર્તવ્ય કર્યું, બહુ દીન દુઃખદારીદ્ર હર્યું,
"જેનું ચિત્ત નિત્ય પ્રભુ માંહિ ઠર્યું— ડાહ્યા દેશી૦ ૩
"એને માત્ર એવું નહિ આચરતાં, બળી જાય પુણ્ય શું ત્યાં મરતાં,
શું ઈશ્વર આવો ન્યાૅયી છતાં? ડાહ્યા દેશી૦ ૪
"કોઈ દુષ્ટ પાૅપી મરવા ટાણે, કૅદી રામ નામ અંતર આણે,
તે શું ઢોંગ નહીં જગૅદીશ જાણે? ડાહ્યા દેશી૦ ૫
પૅડી ભોંમાં પર પાપી પ્રાણ મુકે, ગંગાજળ તલ તુળશીજ મુખે-
મર મેલે પણ પ્રભુનેજ ચુકે, ડાહ્યા દેશી૦ ૬
શિદ પાૅડી બરાડા બોલ બળે? શૅીદ કાન ફોડી નાખી કકળે?
હવે પડ્યા આંકડા તે ન ટળે, ડાહ્યા દેશી૦ ૭
"એનૅા દુઃખ દરદથી હાડ ગળે, તે નાખ્યે ભોંય ન કેમ કળે?
ભોગ મળ્યા તમે સંબંધી મળ્યે, ડાહ્યા દેશી૦ ૮
કૅદી થાૅતી હોય સ્મૃતિ જૅવી ગતી, તૅાય મિથ્યા મેહેનત મુંઢમતી,
થૅાય કામ પ્રમાણે તૅની સ્મૃતિ, ડાહ્યા દેશી૦ ૯
"કોઈ ખાય ડુંગળી મનભાવે, "ઓડકાર એળચીનો નાવે,
તેમ શઠને શુધ સ્મૃત્તિન આવે, ડાહ્યા દેશી૦ ૧૦
નવ ખપે ખાટલો દઇ દેજે, "દીધી સજ્યા "એમ સમજી લેજે,
પણ રોજ -હદય રેહેમી રેહેજે, ડાહ્યા દેશી૦ ૧૧
આગળ બે ત્રણ જણ માત્ર રહો, બહુ ગૅભીરતા દેખાવગ્રહો,
ધૅીમે ધૅીમે પ્રભુનું નામ લહો, ડાહ્યા દેશી૦ ૧૨
આ વલ્લભદાસ તણી વિનતી, નિરખો તો નિર્મળ થાય મતી,
નહિ તો દિલમાં દિલગીર અતી, ડાહ્યા દેશી૦ ૧૩-૨

---

## ઠાંઠડી.

જડસા જડભૂત? મડદાંને જકડી બાંધોકાં જોરથી?
વળી કડ બાંધી, દોડાદોડ શું માંડી ચારે કોરથી? ટેક.
નથી લડવાને ધસવું રણમાં, નથી ધાડ પડી ઘેનું ધણમાં,
દેવતા મૂકો દિલ ડા'પણમાં, જડસા જડભૂત૦ ૧
ઝટ દોડતાં જ્યાં ત્યાં પગદ્યોછો, મેલી મનમાને ત્યમ મરડોછો,
ઢોરની પેઠે શબ ઢરડોછો, જડસા જડભૂત૦ ૨
કાળજી વણ વસ્ત્ર ઉપર ઢાંકો, પછી બંધ વડે પડી રહે આંકો,
એડોળ બહુ ફોકટ ફાંકો, જડસા જડભૂત૦ ૩
શિર અર્ધ ઉઘાડું વસ્ત્ર ઝીણું, વળી ડગડગ થાય દરેક ક્ષણું,
સૌ જુએ એજ અપમાન ઘણું, જડસા જડભૂત૦ ૪
ધીમે ધીમે ચાલતાં ભારપડે, માટે દોટ મેલી સાથે ઉપડે,
પણ અન્ય ઉપાય ન કાંઇ જડે, જડસા જડભૂત૦ ૫
કાઢેજ કેટલા વળી વળિયે, મુકી મડદું ઝટ ઝોળી તળિયે,
ક્યાંઇ ભાંગી પડી વળી સાંભળિયે જડસા જડભૂત૦ ૬
ઊપાડે કરી ટાંગાટોળી, સટપટમાં શબ નાખે ચોળી,
હા! કેવી કુટીલ હિંદુ ટોળી, જડસા જડભૂત૦ ૭
આ ભુંડામાં ભુંડુંજ અતી, ઠાંઠડીથીએ પણ અધમગતી,
તોય નવ માને કાંઇ મૂઢમતી, જડસા જડભૂત૦ ૮
એમ મરતાનું અપમાન કરે, વા'લાં પણ વા'લ બધું વિસરે,
સમજુ નિરખી ન શકે નજરે, જડસા જડભૂત૦ ૯
નિર્દયતાને મૂર્ખાઇ તણા, એવા અણઘટતા ચાલ ઘણા,
કહે વલ્લભદાસ કશી નમણા! જડસા જડભૂત૦ ૧૦—૩

## કાંધિયાની અકળામણ.

ઠંડા જળથી, શીતરતુંમાં કાં નવરાવો કાંધિયા?

ડાંઠડી લેવા, થર થર ધ્રૂજી વસ્ત્ર ભિનાં શરિરેધર્યાં. ટેક.
એમને એમ રહેવું આઠ ઘડી, બહુ હાનિ થાય હાંજા ગગડી,
ખરૂં જાણે જેને શીર પડી, ઠંડા જળથી૦ ૧
કોઈ મરે શિયાળાની રાતે, તે પ્રેત કાઢવા પરભાતે,
નવ થાય કાંધિયા ઝટ સાથે, ઠંડા જળથી૦ ૨
શરમાવિ મોકલે જન મોટા, ત્યારે માંડ માંડ જાયજ છોટા,
પણ એદ થકી મનમાં ખોટા, ઠંડા જળથી૦ ૩
તેમાં રાંકને તો બહુ રોળ પડે, કોઈ ના'ય નહીં અડવાજમડે,
સૌને મન ટાઢનું ના'વું નડે, ઠંડા જળથી૦ ૪
રે! કેવી અડચણ રીત કરે, પણ મમતી મૂર્ખન દીલડરે,
મર મરે તથાપી તે ન ફરે, ઠંડા જળથી૦ ૫
રીત ના'વાની કાઢીનાખો, ને શિરપર ત્રણ ટીપાં રાખો,
કાં નાહિ કોરૂં અંબર આપો, ઠંડા જળથી૦ ૬
હમણાં નિર્બળ છે નરનારી, તેથી તજો રીત જોખમકારી,
આરોગ્ય અંગછે સુખકારી, ઠંડા જળથી૦ ૭
નહિ આભડછેટ ગણો એમાં, પછી નાહિનાખજો છેવટમાં,
ઊતારો ઝટ ધુંટડો ઘટમાં, ઠંડા જળથી૦ ૮
હઠ કરશો તો હજિ હાનિ થશે, અંતે જોજો એ ચાલ જશે,
માટે વાર્યા રહો સંકટ મટશે, ઠંડા જળથી૦ ૯
મર બ્રાહ્મણ સૌ બડબડ કરતા, તેની બીક રખે રદયે ધરતા,
કહે વલ્લભ મૂકો કાયરતા, ઠંડા જળથી૦ ૧૦–૪

## લાજ વાસ્તે ખોટું ખોટું રોવું !

માથે ઓઢી, પોક મુકી ગાંડા જેવું શું ગાંગરો?
આંખે આંસુ–આવે નહિ ને ખોટાં શું બા'નાં કરો? ટેક.
કોઈ ઓ ઓ ઓ ઉહુહુ! કરતા, આવે આબરૂ માટે રડતા,

મુખ ગુપ્ત રાખવા જાય ગડતા, માથે ઓઢી૦ ૧
રોવે રહિને પાસે પાસે, ઝટ જાય દોડતાં શબ વાંસે,
જાણે ભુત વળગ્યું એવું ભાસે, માથે ઓઢી૦ ૨
એમ સરઘસ ચાલ્યું જાય અરે, બહુ મધ્ય બજાર બકોર કરે,
મૂર્ખાઈ વડે લાજી ન મરે, માથે ઓઢી૦ ૩
રોતાં રહિ જાય જતાં ઝાંપે, પછિ વાત તડાકામાં ટાંપે,
કરૂણાથિ કાળજું નવ કાંપે, માથે ઓઢી૦ ૪
સૌનાજ દેખતાં તો રડવું, તેનું નામ પડ્યું છે આભડવું,
કહો કેમ ન તે લાગે કડવું? માથે ઓઢી૦ ૫
હું તો ખેદ ધરી મનમાં ખીજું, ક્યમ રીત જંગલીથી રીઝું?
આ ઢોંગ નહિ તો શું બીજું? માથે ઓઢી૦ ૬
થાય અલિદલિની ત્યાં વાતો, બેસી જુદા જુદા જેવા નાતો,
એથી ગંભિર ભાવ બધો જાતો, માથે ઓઢી૦ ૭
શબ બાળી રહ્યા પછિ સ્નાન કરી, પાછાવળિ ભેગા થાય ફરી,
પુરમાં પેસે કિકિયારી કરી, માથે ઓઢી૦ ૮
બહુ થાય ગામમાં ગોકીરો, કોઇ કહે "હતો હિંદૂ હીરો,"
ભાઈ રૂવે "ગયો ક્યાં મુજ વીરો?" માથે ઓઢી૦ ૯
"ઓ ઓ મારા બાપલિયારે!, આ કાળોકેર થયો ક્યારે!
થઈ ગયો ગજબ ગૂજરતારે!" માથે ઓઢી૦ ૧૦
એમ બેશી બારણે ઢોંગ કરે, "છાંનો છાનો" એમ બીજો ઉચરે,
પછિ કરી ખર્ખરો જાય ઘેર, માથે ઓઢી૦ ૧૧
તાલેવરને ત્યાં નાત તણા, આભડવા આવે જંન ઘણા,
ગજવી દે ગામ ન રાખિ મણા, માથે ઓઢી૦ ૧૨
નિર્ધન ત્યાં થોડા તે ટાણે, મન તેથિ મુરખ ઓછું આણે,
હતું કામ શું નીકર આંકાણે? માથે ઓઢી૦ ૧૩

મર રૂવે હોય જે અંતરનાં, બહુ આંસુ ચાલશે આંખતણાં,
પણ પોક મુકયાની કરો મના, માથે ઓઢી૦ ૧૪
બહુ હૃદય પારકાનું ન બળે, નહિ અંતર લોહિ કદી ઉકળે,
તેને રૂદનની જરૂર ન તેહપળે, માથે ઓઢી૦ ૧૫
સૌ સગાં સંબંધિ સંગાતે, મુખ ચૂપ રહી ચાલે સાથે,
ગ્રહિ બહુ ગંભિર ચેહેરો જાતે, માથે ઓઢી૦ ૧૬
નથિ શાસ્ત્ર વિષે શિખ એવિ લખી, ગયું વે'મ ભૂત સૌને ભરખી,
આં વલ્લભદાસ વદે વિલખી, માથે ઓઢી૦ ૧૭-૫

## મરણાવસરે ધીરજ રાખ.

મરવા વખતે, કાગા રોળ કરી મરતાને મુંઝવો.
વળિ મર્ણ પછી, શિદ કૂટી ફાડી તંદુરસ્તી તજો? ટેક.
ઓસડવેસડ ઊપાય ખરો, જોશી ડોસીને દૂર કરો,
હિંમત નહિ હારી ધૈર્ય ધરો, મરવા વખતે૦ ૧
એનો જીવ ઘુમે બહુ ઘમતળમાં, નવિનવિ પિડાદરે પળપળમાં,
ત્યાં તમે બરાડો બહુ બળમાં, મરવા વખતે૦ ૨
હજિ શ્વાસ જરા ત્યાં સ્ત્રી દોડી, ઓશરિમાં જઈ હિંમતછોડી,
ધડ ધડ કૂટે કેશો તોડી, મરવા વખતે૦ ૩
તે શબ્દ કદી મરતો કાને, સાંભળે તો મન કેવું માને?
ઓતાર ન આવે મુજ ધ્યાને, મરવા વખતે૦ ૪
એવે આંસુ તે કદિ અવલોકે, તો છાતિ બળે કેવી શોકે?
તે હૃદય તાપને કોણ રોકે? મરવા વખતે૦ ૫
એવી કાચી છાતીના જનને, રે'વું ન ઘટે મરતાની કને,
નહિતો ઉલટું નુકશાન બને, મરવા વખતે૦ ૬
વળિ મુઆ પછી મૂર્ખાઈવડે, સ્ત્રી પૃથ્વીપર પછડાઈ પડે,
સૌ સંબંધી સાથેજ રડે, મરવા વખતે૦ ૭

જો પાછું આવે કુટવાથી, તો લઈ પથરો કૂટો છાતી,
પણ કદિ આવે ન ગયો સાથી, મરવા વખતે૦ ૮
મુઆં રાંક અને રાજા રાણા, વળિ રૂપાળા કુબડા કાણા,
આખર આવ્યાં સૌને આણાં, મરવા વખતે૦ ૯
એ સૃષ્ટી નિયમ નવાઈ નથી, કલ્પાંત કરો શિદવ્યર્થમથી?
બહુ ગ્નાની ગયા કોવીદ કથી, મરવા વખતે૦ ૧૦

કટવાથી-હૃદયે રોગ થશે, કાં તો પાછળ બીજું મરશે,
વળિ રોતાં આંખો રંજશે, મરવા વખતે૦ ૧૧
એમાં ન સાર નીકળવાનો, મરતાં પણ તે નથિ મળવાનો,
આ ચાલ માત્ર ચિત ચળવાનો, મરવા વખતે૦ ૧૨
પ્રભુ નિયમ વિરૂદ્ધ તમે વરતો, એનો પરિણામ અતિનરતો,
છેવટ શોકજ હાંસીલ થતો, મરવા વખતે૦ ૧૩

ક્ષણ ભંગુરછે કાચી કાયા, મૃત્યું પામે જન જે જાયા,
આબાજ કરે તડકા છાંયા, મરવા વખતે૦ ૧૪
માટે નિત કઠણ કરી છાતી, દુખ સહન કરો થઈ દૃઢ જાતી,
નહિતો થાશો આતમઘાતી, મરવા વખતે૦ ૧૫
અહિં સુખ દુખ કર્મે પ્રેરિતછે, લાગે સુખ સારૂં એ રીતછે,
પણ રૂણ દેવા કેમ ભયભિતછે? મરવા વખતે૦ ૧૬
જો સદ્ કર્મોથી સુખલેવું, તો કુકર્મથી સંકટ સહેવું,
પણ આતો તમને શું કહેવું? મરવા વખતે૦ ૧૭
ઈશ્વરનો મંગળ ભાવસદા, કરૂણા તજિ કષ્ટ કરે ન કદા,
સારા હેતૂથી સૌ સુખદા, મરવા વખતે૦ ૧૮

મન સાફ કરે શિક્ષા કરીને, જેમ જનની ઓસડ અર્ભકને-
ઝટ પાય પરાણે દરદ દિને, મરવા વખતે૦ ૧૯
દિલ દૃઢ કરવાજ બધાં દુખછે, સંતોષ માટે સાથે સુખછે,

ભોજન મિઠું લાગે જો ભુખછે, મરવા વખતે૦ ૨૦
પરદેશિ પ્રવાસી સૌ છિએ, એદિન સુખમાં હસિરમિ લૈએ,
પણ છેવટ સંતોષે જૈએ, મરવા વખતે૦ ૨૧
સંસાર કસોટી છે કસવા, જેમ રાખે તેમ સુખે વસવા,
નહિ કેવળ રડવા કે હસવા, મરવા વખતે૦ ૨૨
જેની ઇચ્છાથી અહિં જન્મ મળે, તેનાં તેડાં પાછાં નવળે,
નાખુશ થતાં પણ તે નટળે, મરવા વખતે૦ ૨૩
તેના નિયમ તુંજ માટે ન તુટે, તેમ મંગળ ભાવ નહીં પલટે
શિદ કાયાને દઇ કષ્ટ કુટે? મરવા વખતે૦ ૨૪
દુખ ખમવાને બળવાન બનો, એક દિવસ વિજોગ થશે સૌનો,
કહે વલ્લભ આ કેડો સુખનો, મરવા વખતે૦ ૨૫-૬

## છાજિયાં

ટોળે મળીને, માનનિયોએ લેવા માંડ્યાં છાજિયાં
પરદેશી મંન, તે રૂપાળા રાગ ગગનમાં ગાજિયા. ટેક.
આવી એક વિધવા ઓસારે, ઝીણા સ્વરથી બોલબારે,
હાય હાય! બધી બોલે હારે, ટોળે મળિને૦ ૧
ફળિયામાં સર્વ ફરે કુદડી, લજ્જા મૂકીને મેલી હડી,
ત્યાં ખાઇ પછાડી એક પડી, ટોળે મળિને૦ ૨
છેડો વાળીને કડ બાંધી, બહુ કૂટે ધડુસ ધડુસ છાતી,
સોજી ગઈ થઈ રૂધિરે રાતી, ટોળે મળિને૦ ૩
સૌના એક હારે હાથ પડે, પાછા અદ્ધર ઊંચા ઉપડે,
વારા ફરતી વચમાંજ ગડે, ટોળે મળિને૦ ૪
લે ચોતાળા બહુ પડકારી, વળિ વિવિધ વચન મુખ ઉચ્ચારી,
સઘળું સંભારી સંભારી, ટોળે મળિને૦ ૫
"ઓય ઓય બાપજી ઓયઅરે, તમજાતાં પડિગઇ ખોટઅરે,

નહિ વ્હાલ લિધો પરણી દિકરે, ટોળે મળિને૦ ૬
અમને આ ઘર ખાવા ધાશે, કેમ એકલડાં મહિં રહેવાશે,
"હાય હાય હવે કેમજ થાશે, ટોળે મળિને૦ ૭
ગ્યા રણવગડે રોતી મેલી, દુખના દરિઆમાં હડશેલી,
પામીન ભેટ લેવા છેલી," ટોળે મળિને૦ ૮
જો કદિ કન્યાનો કાળ ખુટે, "હાય હાય બેનડી" બોલિ કુટે,
છાતીથી લોહિની શેડ છુટે, ટોળે મળિને૦ ૯
એમ અધિક વિલાપ કલાપ કરે, પછડાય નિચે ઉપરા ઉંપરે,
વળિ ડુસકાં વચમાં રોઈ ભરે, ટોળે મળિને૦ ૧૦
બિજિયો કુટતાં રહિ જાય કદી, બેશી જાવાનું વેણ વદી,
ત્યાં સગિ જુવતી બોલે જલદી, ટોળે મળિને૦ ૧૧
"બાઈ નાનું મરણ છે એસોમાં, કૂટો હજુ નીમક છે મોંમાં,
"એમ નહિ મરિ જઈએ નાસોમાં," ટોળે મળિને૦ ૧૨
એમ કહિ કહિને બહુ કૂટાવે, આખર મોટેરી અટકાવે,
ઊપાડી ઓશરિમાં લાવે, ટોળે મળિને૦ ૧૩
કરે મૂઆને મરણે મોંઘો, નીકર થઈ જાત કદી સોંઘો?
આ કેવી ગાંડાઈ જોજો, ટોળે મળિને૦ ૧૪
"જોઈ પરદેશી જન છેટેથી, બહુ ગમે કાનને સ્વર જેથી—
બાંધે ઉલટો ખ્યાલજ એથી, ટોળે મળિને૦ ૧૫
શાણાજન મનમાં સમજીને, ઝટ બંધ કરો રિત જંગલીને,
વલ્લભની વિનતી વાંચીને, ટોળે મળિને૦ ૧૬—૭

## મૃતભોજન—દાડો.

રે રાજેશ્રી! ઉંચું ડાચું કરિ જોજો જન જ્યાં મરે.
રોતાં જાતાં, ગોળપાપડી ગદ્દ ગળામાં ઊતરે. ટેક.
જમી વાટે જાતાં વહુવારૂ, કંઈ વાત કરે સાંભળવા રહું,

"આઇ જમણ હતું નહિ કંઇ સારૂં." રે રાજેશ્રી૦ ૧
બિજિએ તેશું તકરાર કરી, ત્યાં પાછી તે અબળા ઉચરી,
"વાર કદિ તો ખૂબ ખરાબ ખરી," રે રાજેશ્રી૦ ૨
એમ નિંદા નારિ અનેક કરે, શુણિ મનમાં બળિ કરનાર મરે,
ધોખો અંતરમાં ખૂબ ધરે, રે રાજેશ્રી૦ ૩
એક કોર કામનિ કૂટેછે, મિષ્ટાન્ન બિજીગમ લૂંટેછે,
કાગડા કુતરા જેમ ઝુંટેછે, રે રાજેશ્રી૦ ૪
રો કંકળ ચાલિ રહિ એક બાજુ, બિજિગમ પકવાન્ન બને તાજું,
દાનત દેખી દિલમાં દાઝું, રે રાજેશ્રી૦ ૫
એક કોર ઓય ઓય સાંભળિયે, બિજિગમ લાડુ લાડુ શુણિયે,
કહો આ ગાંડાઇ કેવી કહિયે? રે રાજેશ્રી૦ ૬
કોઇ જમતાં દેખિ વિચાર કરે. વીવાહ હશે એવું ઉચરે,
તો તે ખોટો નથિ ખ્યાલ ખરે, રે રાજેશ્રી૦ ૭
વળિ જંગલિ રિત છે જમવાની, નથિ ધિરજ ખરેખર ખમવાની,
નથિ પ્રવિણ રૂઢી પીરસવાની, રે રાજેશ્રી૦ ૮
વારંવાર ભાણેથી ઊઠે, પિરસણિયાની તાસક ઝુંટે,
અધિરજ મનમાં મિષ્ટાન્ન ખુટે, રે રાજેશ્રી૦ ૯
કદિ કોઈ ઉઠે નહિ શરમાણુ, તો ખાલિ પડ્યું રહે પત્રાળું,
હુંતો એઉની ભૂલો ભાળું, રે રાજેશ્રી૦ ૧૦
સંતકનું લેવા ચિત્ત ચહે, પછિ કોઈ પડેલું પાછું લહે,
પણ ઘણું ખરૂં ત્યાંનું ત્યાંજ રહે, રે રાજેશ્રી૦ ૧૧
પછિ પગથી ખૂબ ખુંદાય ખરે, વળિ બેસે જન ઉપરા ઉપરે,
ચિત સૂગ ચડે નિરખી નજરે, રે રાજેશ્રી૦ ૧૨
ત્યાં ગંદવાડનો પાર નહીં, બહુ પાણિ કઢી ઢોળાય કહીં,
વેરાણો ભાજું ભાત મહીં, રે રાજેશ્રી૦ ૧૩

ત્યાં બહુ કલબલ જમનાર કરે, જાણે રાંકાટો અરજી ઉચરે,
ગાજી ઊઠે આખું મકાન ખરે, રે રાજેશ્રી૦ ૧૪
જાણે ત્યાં ફળ ફળતા કાગ પડે, લેવા ઝટપટ લડાઈ લડે,
ધણિનું માથું તો નો'ય ધડે, રે રાજેશ્રી૦ ૧૫
હજુ મરવાને ત્રણ દિવસ થયા, ત્યાંતો એ ખટપટમાં પડિયા,
હાય ગજબ! શોકના ચાલ ગયા, રે રાજેશ્રી૦ ૧૬
કદિ હરખ જમણ ઊંધી જાયે, વીવાહ અધરણી નવ થાયે,
પણ આમાં નહિ ચાલે કાંઇએ, રે રાજેશ્રી૦ ૧૭
મર ઘરમાં ખાવાના સાંસા, પણ લાડુ કર્યા જોઇએ ખાસા,
ઘર મેલિ ઘરેણે તજી આશા, રે રાજેશ્રી૦ ૧૮
એક તો ઘર કેરૂં મનુષ્ય ગયું, વળિ એ ઉપર આ બાકી રહ્યું,
ખાતર ઊપર દીવેલ વર્યું, રે રાજેશ્રી૦ ૧૯
"એનું મર્ણ અતીશ વખણાણું, ખરિ નિષ્ઠાથી ખરચ્યું નાણું!"
પણ વદે નહીં ઘર વેચાણું, રે રાજેશ્રી૦ ૨૦
એ ગયો અતી મરણે ખાટી, એમ કહિ કહિ ઊઓળે આંટી,
શુણિ રે'મથી કંપે રૂંવાટી, રે રાજેશ્રી૦ ૨૧
કદિ નાનું મરણ થતાં ત્રાસે, પણ બંધ કરે નહિ નરમાશે,
ચિત ગોઠિ રહ્યું ચિર અભ્યાસે, રે રાજેશ્રી૦ ૨૨
પીડાય ન ધનવાળા ધીંગા, કહેતાં માંડે દેવા ડીંગા,
એ હઠિલા જન રોતલ રીંગા, રે રાજેશ્રી૦ ૨૩
એથી લેશ લાભ નથી મરતાને, નહિ પુણ્ય પ્રભુ એમાં માને,
દેખાડ લખેલું કયે પાને, રે રાજેશ્રી૦ ૨૪
નથિ શાસ્ત્ર વિષે કંઈ એવું કહ્યું, આ તુજને ક્યાંથી વેન થયું?
જો જો જાગી કયાં ભાન ગયું? રે રાજેશ્રી૦ ૨૫
સુખમાં જમશો મળિ સંબંધી, પણ આ રીતી કેવળ અંધી,

વલ્લભ વિનવે તમને વંદી, રે રાજેશ્રી૦ ૨૯-૮

**મોં વાળવા વિષે.**

મોઢું વાળી, ભુંડા મોં વાળી બેઠી શું દાડી?
દુખ દેખાડે, સાંજ સવારે મોટેથી સ્વર કાઢી. ટેક૦
જન મર્ણ પછી એક વર્ષ સુધી, બૈયર ભેગી મળિ રોજબધી,
રોવાની રીત વિશેષ વધી, મોઢું વાળી૦ ૧
સૌ નાર નાતની આવેછે, પંડે રોઇને રોવરાવેછે,
છેવટ છેડો છોડાવે છે, મોઢું વાળી૦ ૨
બિજિયો તો ખોટી ખોટિ રડે, દાઝ્યા વણ શેનાં આંસુ પડે?
પણ ઘર નારીને ખૂબ નડે, મોઢું વાળી૦ ૩
એનું માંડ માંડ મનડું વિસર્યું, ત્યાં વળિ આવીને યાદ કર્યું,
એમ અંગ હીર હંમેશ હર્યું, મોઢું વાળી૦ ૪
મરતા પાછળ નથિ મરવાનું, કલ્પાંત ન દાડી કરવાનું,
આરોગ્ય પણું આળસવાનું, મોઢું વાળી૦ ૫
નિત રોઈ રોઇને આંખ ખુવે, તોય મરતાને નજરે ન જુએ,
શા માટે શામા રોજ રૂવે? મોઢું વાળી૦ ૬
એથી આંધળિ ઘણિ સ્ત્રી થઇછે, પડિપડિને રોગે રહીગઇછે.
તોય જંગલિ રીત હજી રહીછે! મોઢું વાળી૦ ૭
એનાં મૂળ અતીશે ઊંડાં છે, ભોળાં જન ભડકણ ભુંડાંછે,
કહેવું શું હળાહળ કુંડાંછે, મોઢું વાળી૦ ૮
એ વખતે દીલાસો આપો, પણ સાથે રડિ કાં સંતાપો?
ઉલટાં કાં કાળજડું કાપો? મોઢું વાળી૦ ૯
મર શોક તમે પાળો તેનો, પણ તેની હદ બાંધો બેનો,
ઉપાય નથી આખર એનો, મોઢું વાળી૦ ૧૦
પ્રભુ રાખે તેમ રાજી રહેવું, એમાં કોને જઇને કહેવું?
શિદ વ્યર્થ શરિર સંકટ સહેવું? મોઢું વાળી૦ ૧૧

શાણા જન સમજી ઝટ જશે, પણ મૂરખનો મમતે મરશે,
ઉલટાં આની નિંદા કરશે, મોઢું વાળી૦ ૧૨
જન! ઝટ હવે જાગો જાગો, બહુ બંડ તણી માફી માગો,
વિશ્વંભરને વલ્લભ લાગો, મોઢું વાળી૦ ૧૩-૯

## આરોગ્યતા સૂચક.

તંદુરસ્તી, જાળવિ જાણે નૈજ ઘણા જન જંગલી.
નાની વયમાં-મરણ થતાં દે દોષ વૃથા પ્રભુને પછી. ટેક૦
કાયા કુંચીમાં ચક પડે, દરદો દિલમાં તેવાર ગડે,
નહિતો માંદગિ દુખ નજ નડે, તંદુરસ્તી૦ ૧
જો તોડે કુદરતનો કાયદો, તો જાય તંદુરસ્તી ફાયદો,
આ મત અર્વાચિન ઈલાયદો, તંદુરસ્તી૦ ૨
આકસ્મિત જાજ બનાવ બને,બાકીનાં મર્ણ બધાં નિપજે—
તે રોગથીજ નિજ પ્રાણ તજે, તંદુરસ્તી૦ ૩
માબાપ ચૂકથી બાળ મરે, જૂવાનો જાતે ચૂક કરે,
ત્યારેજ મરે મોટા ઉમરે, તંદુરસ્તી૦ ૪
જળિ જાય વસ્ત્ર ત્યારે ફાટે, વાંખો ન ધરે કોઈ ઊચાટે,
તેમ દુઃખ નહીં ઘરડા માટે, તંદુરસ્તી૦ ૫
પણ વસ્ત્ર નવે બાંપો આવે, તે વાંકા ચાલ્યા વણનાવે,
તેમ મોત જુવાનોમાં ફાવે, તંદુરસ્તી૦ ૬
તે સૃષ્ટિ નિયમને સંભારી, તનજતન કરો બહુ નરનારી,
ખાનપાને થઈ મીતાહારી, તંદુરસ્તી૦ ૭
ખાતાં ફરે જે શરિરે ન સહે, પછિ વ્યર્થ નશિબનો વાંકવદે,
કદિ બોધ સાધને તે ન બદે, તંદુરસ્તી૦ ૮
બહુ પ્રીત બતાવે અણઘટતી, તેથી બાળક બગડીજાય અતી,
તેમ કેમ ઉછેરવું તે ન મતી, તંદુરસ્તી૦ ૯
જેતે ખાઈ માંદું બાળ પડે, સંભાળ વિના દરદો ઉપડે,

પછિ મરતાં મોઢું વાળિ રડે, તંદુરસ્તી૦ ૧૦
થાય ગુણાકાર સૌ રોગતણો, ત્યારે દરદી પંડ પિડાય ઘણો,
પછિ હાથ રહી નહિ બાજિગણો, તંદુરસ્તી૦ ૧૧
શિખવી જોઇએ તન કેળવણી, તે એક જાતની ફરજ ગણી,
તો ઊમર વધશે અંગતણી, તંદુરસ્તી૦ ૧૨
જો બાળ જાળવે જતન કરે, બહુ લાડ લડાવી ન હામ હરે,
તન કસરત ખૂબ કરાવિ ખરે, તંદુરસ્તી૦ ૧૩
નુરે બાળલગ્નથી બાળે નહિ, વિશ વર્ષ સુધી પરણાવે નહિ,
વળિ કદી કજોડ કરાવે નહિ. તંદુરસ્તી૦ ૧૪
કરે કેળવી બુદ્ધિની વૃદ્ધી, તો સત્ય કહું રાખી શુદ્ધી,
ઓદા નાવે સો વર્ષ સુધી, તંદુરસ્તી૦ ૧૫
સૌની આવરદા સરખી છે, મેં પંડિત મતથી પરખીછે,
પણ ભૂલ ભુતે તે બરખી છે, તંદુરસ્તી૦ ૧૬
નહિ એકા એક ગળે ઉતરે, પોતે પોતાના પ્રાણહરે,
સમજે વલ્લભ વીચાર કરે, તંદુરસ્તી૦ ૧૭-૧૦



# લગન વિષય.

## વેશવાળ.

ઓ માબાપો! બાળપણામાં ધાડશી વેવીશાળની?
સરખી વયનાં-વળગાડો પણ થાય કજોડી બાળની. ટેક.
તમને તો હૈયે હોંશ હશે, પણ આખરમાં શું એનું થશે!
એ શંઘ કાશીએ કેમ જશે! ઓ માબાપો૦ ૧
ભોળાપણનું ફળ ભોગવશે, અંતરમાં દાઝી અનુભવશે,
કદિ મનમાં મુંઝાઇ મરશે, ઓ માબાપો૦ ૨

બ્યાજબિ રીત એ હક એનો, છે શાસ્ત્ર પુરાવો પણ જેનો,
તે ઓળવિ રાખ્યોછે શેનો? ઓ માબાપો૦ ૩
પોતે પોતાના સર્વ ધણી, એ કુદરતિ રિત જગદીશ તણી,
કેમ હર્ષ પામશે એ પરણી? ઓ માબાપો૦ ૪
બેડી નાનપણાથી નાખોછો, ચુકનાં ફળ જ્યારે ચાખોછો,
ત્યારે વાંક ભાગ્યનો ભાખોછો, ઓ માબાપો૦ ૫
બહુ દરદો બાળપણે સીમા! થાય અંધ પાંગળું શીળીમાં,
બહુ વિઘ્ન બિજાંછે તે વયમાં, ઓ માબાપો૦ ૬
પછિ પાછળ આશે પસ્તાવો, લેમેલ થશે લેતાં લહાવો,
માટે ઊપાય તજો આવો, ઓ માબાપો૦ ૭
બબ્બે વરસે વેશવાળ કરો, કાં ગર્ભ વિશે વનિતાજ વરો!
રે ગજબ! દીલમાં કાંક ડરો, ઓ માબાપો૦ ૮
પછિ લાડ લડાવતાં છૈયાને, બહુ વાત કરે વહુવર બહાને,
માંડી વાળ્યું પીળે પાને! ઓ માબાપો૦ ૯
આ કીકાની વહુ એમ કહી, વીકાર કરે મૂર્ખાઈ મહીં,
પછિ બગડે તેહ નવાઈ નહીં, ઓ માબાપો૦ ૧૦
એને વહુવરની નહિ વાત કરો, બહુ ભેદ ઉંડો જાણિ ન ઉચરો,
જોઈ દીર્ઘ દ્રષ્ટિથી દીલ ડરો, ઓ માબાપો૦ ૧૧
છે સરખે સરખા વરકન્યા, હા! શાસ્ત્રની લોપી આમન્યા,
એ આપતણો અધરમ અન્યા, ઓ માબાપો૦ ૧૨
ઊકરડી જાય વધી અતિશે, રહે વર નાનો ઊંચાઈ વિષે,
પછિ થાય કજોડું દીન નિશે, ઓ માબાપો૦ ૧૩
કન્યાની સોળે જૂવાની, પણ પુરૂષની વિશ વર્ષે માની,
એ નિયમ ઈશ્વરી અનુમાની, ઓ માબાપો૦ ૧૪
બહુ કરે ત્વરા કન્યાવાળા, બારે પરણાવી દે બાળા,
નાખે નરમ કરી નરના ગાળા, ઓ માબાપો૦ ૧૫

હજિ નર નથિ આવ્યો જોબનમાં, પણ પુત્રી મોટી થઈ વયમાં,
તેથી નથિ છુટકો પરણાવામાં, ઓ માબાપો૦ ૧૬
વયનાં ઘેર ઘેર કજોડાં છે, દંપતિ નહિ પણ એ ઓડાં છે,
એ મધવણ ખાલી પોડાં છે, ઓ માબાપો૦ ૧૭
મરદો નાના માનનિ મોટી, નુકસાન થાય એથી કોટી,
આ હિંદુ તણી રીતી ખોટી, ઓ માબાપો૦ ૧૮
એવું ઘેર ઘેર છે આ કાળે, તે નાનપણાના વેશવાળે,
પણ કોણ પોતાની ભુલ ભાળે? ઓ માબાપો૦ ૧૯
એથી ભણતરમાં બહુ વિઘ્ન પડે, આરોગ્ય અંગ અતિશે બગડે,
થાય ઘરડો વહેલો એજવડે, ઓ માબાપો૦ ૨૦
જો મોટી કરવા નહિ મરજી, તો સાંભળિ લેજો આ અરજી,
સ્વીકારી લેજો તંત તજી, ઓ માબાપો૦ ૨૧
જો બાળકના હેતસ્વીછો, જો તેનું ભલું ભીતર ઈચ્છો,
તો સર્વ પરીણામો પ્રીછો, ઓ માબાપો૦ ૨૨
ચ્યાર પાંચ વરસ કન્યા છોટી, એટલી ઊમર વરની મોટી,
વેશવાળ કરો રિત નહિ ખોટી, ઓ માબાપો૦ ૨૩
શોધો વર મોટો કન્યાથી, તેના જેવો સરખો સાથી,
તો ચડે કલંક કહો ક્યાંથી? ઓ માબાપો૦ ૨૪
પણ શ્રેષ્ઠ નથી હજી એ ધારો, સૌથીજ સ્વયંવર છે સારો,
વલ્લભ વિનતી અંગીકારો, ઓ માબાપો૦ ૨૫-૧

## બાળલગ્ન.

ઓ અજ્ઞાની, શી ઊતાવળ આવી છે સંભાળને.
ઢિંગલાં ઢિંગલી-પેઠે શું પરણાવા માંડ્યાં બાળને? ટેક.
શે પાપે તારે પેટ પડ્યાં? તું સાથે માથાં ક્યાંથિ જડ્યાં?
કેમ બચે કસાઈની ચોટ ચડ્યાં? ઓ અજ્ઞાની૦ ૧
અણ સમજણમાં દે પરણાવી, વરવાનો હેતુ વિસરાવી,

પ્રીતે પાવકમાં પધરાવી, એ અજ્ઞાની૦ ૨
બહુ રૂડિ પરસ્પર પ્રીત નથી, પણ ભભકાથી રહે રાજિ અતી,
સમજણ બીજી નથિ બાળમતી, એ અજ્ઞાની૦ ૩
જાણે નહિ દંપતિ ધર્મ દિલે, કેમ વર્તવું વહુની સાથ શિલે,
એ બાંધી દીધો બળદ ખિલે, એ અજ્ઞાની૦ ૪
પરણ્યાં બાળક બેટા બેટી, જાણે બેટાડ્યાં ઘેટા ઘેટી,
તેથી પ્રીતી નાસેછે છેટી, એ અજ્ઞાની૦ ૫
હસતાં રમતાં ચડભડી પડે, મન મોટાં નહિ માટેજ લડે,
પછિ મળે સ્વભાવ ન એજ વડે, એ અજ્ઞાની૦ ૬
હજિ પોતડિ પે'રી નવ જાણે, કદિ રોઈ પડે રમવા ટાણે,
વળિ જાય ઉઠી જમતાં ભાણે, એ અજ્ઞાની૦ ૭
એવી છોકર મત છે એની હજૂ, નથિ નથિ પરણ્યાનું એનું ગજું,
સમજો તો થાશે રામ રજૂ, એ અજ્ઞાની૦ ૮
બાળાપણ લ્હાવો લેવા દ્યો, બહુ રમત ગમતમાં રમવા દ્યો,
નીશાળે ભણવા ગણવા દ્યો, એ અજ્ઞાની૦ ૯
બાળાપણ છે બહુ નિર્દોષી, એનું ઉર આનંદી સંતોષી,
શિદ ખટપટમાં ઘાલો ખોશી? એ અજ્ઞાની૦ ૧૦
વિદ્યા હુન્નરનો વેગ વધે, તે બાળપણામાં જોતું બધે,
ત્યાં તું ફડકામાં નાખિ જધે, એ અજ્ઞાની૦ ૧૧
પછિ ભણતર ઘેર ભણાય નહીં, પરદેશ વિશેષ વસાય નહીં,
એ નેવળથી નિકળાય નહીં, એ અજ્ઞાની૦ ૧૨
પ્રભુએ સોંપ્યાં તમને લ્હાવા, પણ સારા માતપિતા થાવા,
રે! નહિ કેવળ લેવા લ્હાવા, એ અજ્ઞાની૦ ૧૩
જો પરણાવે સૌથી મોટું, તે સાય વરાવી દે છોટું,
રે! સમજ સમજ એ બહુ ખોટું, એ અજ્ઞાની૦ ૧૪
ભગાભેગું ખરચે ઉકલે, તે તુંજ દાનત ડગલે ડગલે,

પણ બાળકની તું વિચાર વલે, એ૦ અજ્ઞાની૦ ૧૫
વાવર કે વાવર માં તું રતી, તેનું મારે કાંઈ કામ નથી,
પણ બાળકને ન બનાવ જતી, એ૦ અજ્ઞાની૦ ૧૬
એક વૃક્ષ વધીને ફેલાતું, બહુ જળ રેડી બાળી નાખ્યું,
એ વધતું અટકાવી રાખ્યું, એ૦ અજ્ઞાની૦ ૧૭
બહુ કુંમળાં બાળક ચોળેછે, તું કાચી કેરી ઘોળે છે,
અધિરો થઈ ખાટો રસ લેછે, એ૦ અજ્ઞાની૦ ૧૮
વિશ વર્ષે થાય શરિર પાકું, ત્યાં લગિ નરનું જોબન ઝાંખું,
સાબીતી શાસ્ત્ર તણી આપું, એ૦ અજ્ઞાની૦ ૧૯
તમે લાડકા લાડૂ ખવરાવો, પણ ઉંડો વિચાર નહીં લાવો,
એથી તો ઠિક જો ધવરાવો!! એ૦ અજ્ઞાની૦ ૨૦
નથિ અંગ વિષે દીધુ વિર્ય હશે, તે શું લાડૂ ખાવે મળિ શકશે?
વય વધતાં સે'જ જુવાન થશે, એ૦ અજ્ઞાની૦ ૨૧
ઉતાવળે આંબા પાકે નહિ, રત વણ કેરી કદિ ચાખે નહિ,
તેમ વય વણ જોબન વાવે નહિ, એ૦ અજ્ઞાની૦ ૨૨
તનની હાલત બહુ બગડે છે, અંગે આળસુ રોગી રહેછે,
થોડે વર્ષે રસ્તો લે છે, એ૦ અજ્ઞાની૦ ૨૩
ત્રિશ વર્ષે ધોળાં પળિ આવે, પછિ ચાળીશે ઘઢપણ ફાવે,
તે કેવળ બાળ લગન લ્હાવે, એ૦ અજ્ઞાની૦ ૨૪
પરણાવ્યે પાકી વય પાએ, બાંધોજ બધો ચુંથી નાખે,
સાચું કહું વૈદકની શાખે, એ૦ અજ્ઞાની૦ ૨૫
લાલપ ઉડિ ગઈ સૌનાં મોંની, પીળા ફીક્કા ચ્હેરા જોની,
રે ગજબ! કોઈ સમજાવોની! એ૦ અજ્ઞાની૦ ૨૬
નથિ કોઈ કદાવર આ કાળે, નહિ જોબન તેજ તગે ભાલે,
કળતરથી ગાત્ર બધું ગાળે, એ૦ અજ્ઞાની૦ ૨૭
રહે મન વળગ્યું વ્યાકૂળ ખરે, મર્દાઈ ફિકરમાં વૈદ્ય ધરે-

સાલમના પાકનું ધ્યાન ધરે, એ અજ્ઞાની ૦૨૮
ધન માટે લ્યે ચાકરિ ધંધો, કેળવાઈ થયેલ નહીં બંધો,
એમ રંક સદા થઈ રહે અંધો, એ અજ્ઞાની૦ ૨૯
તનમન ધન બગડ્યાં એમ ત્રણે, એજો અવતાર ગયો નભણ્યે,
તે માત્ર લગનથી બાળપણે, એ અજ્ઞાની૦ ૩૦
ધર્મ અર્થ મોક્ષ કામ થાય નહીં, એ ચારપદાર્થ પમાય નહીં,
મિથ્યા જન્મારો જાય વહી, એ અજ્ઞાની૦ ૩૧
તનમન વણ ધર્મ ધરાય નહિ, વળિ અર્થ સુકામ કરાય નહિ,
છેવટમાં સ્વર્ગ જવાય નહિ, એ અજ્ઞાની૦ ૩૨
તે પાછાં ઝટ બાળક પ્રસવે, તે થાય વેંતિયાં હાય હવે-
નિર્માલ્ય કુરોગી ક્યાંથિ જિવે? એ અજ્ઞાની૦ ૩૩
કોઠાળ ઘોડિવણ માન ખરૂં, જન્મે ન વછેરૂં કદિ જબરૂં,
અવલોકી અંતરમાં ન ઠરૂં, એ અજ્ઞાની૦ ૩૪
હજિ હાનિ કહેવિ રહિ ગઈ પડદે, એથિજ આવ્યા આ અંત્ય પદે,
વિનતી આ વલ્લભદાસ વદે, એ અજ્ઞાની૦ ૩૫-૨

## સર્પ પ્રબંધ. ઘનાક્ષરી છંદ.

બાળ શરમાળ બાળપણે બુદ્ધિ કસાઇન,
તોય હાય હાય! લુખ્ખા વ્હાલથી કરે સગાઈ,
શરૂ ત્યાંથી થાય શબ્દ વાદ વિકળતા વેર,
કેવા કેર કરે કબુદ્ધિની મન મૂરખાઈ;
જુવાની અસર વિના સંગથી ખરાબી ખુબ,
ખુબી કીધે બળદળ રૂપ જાય રે! હરાઈ;
કાંઈ ન મારાથી થાય વાદળે સજોર જોસ,
રોશ કાઢું નાગપાશ પ્રબંધે વિનાશ ગાઈ. ૧

## કન્યા વિક્રય.

ઓ દુષ્ટ પિતા, દીકરિ વેચી ધન લેવાનું ધ્યાનમાં!
દઈ ડોસાને, રંડાપો આપ્યો તેં કન્યાદાનમાં! ટેક.
તને રૂંવે રૂંવે કીડા પડશે, તૅારી છાતીપર જમડા ચડશે,
ધગ ધગતા ખીલા ધાબડશે, ઓ દુષ્ટ પિતા૦ ૧
તૅારાં ગાત્ર ગળત કોઢે ગળશે, ઘરમાંથી ખાવાનું ટળશે,
વાવેલાં વિષ વૃક્ષો ફળશે, ઓ દુષ્ટ પિતા૦ ૨
કોઈ બડદ બિજું ન મળ્યું તુંજને, જેથી ઘરમાં ખાતર દીધ ખુણે,
તને સાંભળ દુનિઆ આખિ દુણે, ઓ દુષ્ટ પિતા૦ ૩
તૅારા હાથ પગોજ પડ્યા ભાગી, જેથી ઝટ કમાણી આ જાગી,
લે પાપિ હવે મૃત્યુ માગી, ઓ દુષ્ટ પિતા૦ ૪
તેં અંતકાળનો લાહુ લિધો, કળજુગમાં કાળો કેર કિધો,
બાપડિયા! તું ન જરાય બિધો, ઓ દુષ્ટ પિતા૦ ૫
જો તારૂં પશ્ચાત્તાપ તણું-ઉરદ્વાર ઉઘડશે એક ક્ષણું,
તો પામિશ પંડે દુઃખ ઘણું, ઓ દુષ્ટ પિતા૦ ૬
એ ડોસો લાકડી હાથ ગ્રહે, થોડું ચાલે ત્યાં થાક લહે,
જોનારાં ત્રાહી ત્રાહિ! કહે, ઓ દુષ્ટ પિતા૦ ૭
એ સાથે કન્યા ચોરિ ચડી, જોવા મળિયાં જન તેજ ઘડી,
"તૅારી છાતિ ન ફાટી કેમ પડી? ઓ દુષ્ટ પિતા૦ ૮
વજ્રથી વિશેષ કઠોર દિસે, ખૂની ઘાતકિ નિર્દય અતિશે,
છાંટો ન રે'મનો -હૃદય વિષે, ઓ દુષ્ટ પિતા૦ ૯
આ હરામિ પૈસો નહિ રહેશે, છોકરી છાજિયાં નિત લેશે,
નખ્ખોદ જશે આપો દેશે, ઓ દુષ્ટ પિતા૦ ૧૦
વિષ પાવું હતું ગળથૂલીમાં, કેમ નહિ મરિ ગઈ તે શીળીમાં?
પણ આતો સંકટની સીમા! ઓ દુષ્ટ પિતા૦ ૧૧
મીંઢોળ મડાં સાથે બાંધ્યો, શબનો સંબંધ અરે સાંધ્યો

તેં પાપ પાક રાતે રાંધ્યો, એ દુષ્ટ પિતા૦ ૧૨
એ અંધ આરથી શું કરશે? એ રોઈ રોઇ અંતે મરશે,
કાં વાવ કુવામાં જઈ પડશે, એ દુષ્ટ પિતા૦ ૧૩
એની શાસ્ત્ર વિષે પાડીછેના, જન સુજ્ઞો સાક્ષી છે એના,
આપું ન પુરાવા આઘેના, એ દુષ્ટ પિતા૦ ૧૪
આજ કાલ વધ્યો એ ચાલ અતી,ફરિ ગઈછે માણસ કેરી મતી,
જોતાં નથિ નીતી કે અનિતી, એ દુષ્ટ પિતા૦ ૧૫
ઘરમાંથી ટળ્યું છે ખાવાનું, ત્યારે કાટલું કાઢ્યું કન્યાનું,
કેણ બંધ કરે નહિ કરવાનું? એ દુષ્ટ પિતા૦ ૧૬
બોલે નહિ મ્હાજન કાંઈ મુખે, ફાવેછે જન ચંડાળ સુખે,
દેખી વલ્લભનું દીલ દુખે, એ દુષ્ટ પિતા૦ ૧૭-૩

## વેહેવાઈને શિખામણ.

વઢતાં દેખી, પાસે જઈ પૂછ્યું શું સગપણ આપને?
તો કહે "વ્હેવાઈ," શુણિ અંતરમાં પામ્યો બહુ સંતાપને. ટેક.
આંતર વેંચ્યાં જેની સાથે, સંબંધ નિકટ જે સંગાતે,
બહુ દોષ મુકે તેને માથે, વઢતાં દેખી૦ ૧
દિકરા દિકરી જ્યાં દીધીછે, બહુ સમિપ સગાઈ કીધીછે,
એણે આ આબરૂ લીધીછે, વઢતાં દેખી૦ ૨
બીજાં સાથે હોય સંપ ઘણો, પણ દ્વેષ કરે સંબંધીતણો,
રે! સંપ જોઇએ જ્યાં બમણો, વઢતાં દેખી૦ ૩
"દશરાની સુખડી નવ દીઠી, મિઠાઈ ન દિવાળીની મીઠી,
એકવાર મોકલી'થી અજિઠી, વઢતાં દેખી૦ ૪
હોળીનો હાડો આવ્યો નહિ, કર મંગોઠોજ કરાવ્યો નહિ,
ઉમંગ એક દરશાવ્યો નહિ, વઢતાં દેખી૦ ૫
વીવાહ મિશે મણ કોથળિ નહિ, કદિ હાથનિ ચુડિ મઢાવી નહિ,
દિકરી અડવી અળસાવી નહિ, વઢતાં દેખી૦ ૬

બાઈ એનું ઘરેણું તોજ બળ્યું! પણ લુગડાં પુરેતાં તે નમળ્યું,
વેશ વાળ કર્યું જાણ્યું ન ફળ્યું," વઢતાં દેખી૦ ૭
એમ અરસપરસ મેણાં મારે, ત્યાં સાત પેઢીનું સંભારે,
કોઈ ત્રાહિત વચ્ચે પડિવારે, વઢતાં દેખી૦ ૮
પડે પરણ્યા પછિ પણ બહુ વાંધા, આળસતાં આણાંનાંકાંધાં;
નાતના નઠારા બહુ બાંધા, વઢતાં દેખી૦ ૯
વેઢ તેડવાને મુકવા માટે, વળિ કામ કર્યાને ઊચાટે,
હા! ક્લેશ સંપ સ્નેહજ સાટે, વઢતાં દેખી૦ ૧૦
દિકરી વાળાં મરતાં દિકરી, બેઠાંછ બંધ સંબંધ કરી,
જાણે એણે મારી હોય ખરી, વઢતાં દેખી૦ ૧૧
જો ભિતર ભાવ જોશો અતિશે, તો ઝેર હળા હળ માંહી હશે,
અંતર ખોટાં શું સુખ થશે? વઢતાં દેખી૦ ૧૨
રાખવી ઘટે રીતી એવી, જેથી અડચણ આવે ત્યાં કેવી!
દુખ દૂર કરે વિદ્યા દેવી, વઢતાં દેખી૦ ૧૩
એમાં થાતાં નથિ બાળ સુખી, પણ યોજે નહિ ઉપાય મુખી,
દેખી વલ્લભનું દીલ દુખી, વઢતાં દેખી૦૧૪-૪

## વિવાહ રૂઢી.

આ વેહેવાઇઓ, રીત કઢંગીથી કજિયા ઉત્સાહમાં,
બહુ વેધ પડે, વેહેવાણે વેહેવાણોને વીવાહમાં. ટેક૦
ગડબડ બહુ પહેલેદી રાતે, બાધે અણસમજુ ઉધમાતે,
કોળીનાળી જેવા જાતે, આ વેહેવાઈઓ૦ ૧
આવે બોથડ બથ્થંબથ્થા, તે જુએ જુવંતી જન જથ્થા,
મારે છ હરામી જન હથ્થા, આ વેહેવાઇઓ૦ ૨
છે ગામ ગામની રીત જુદી, વળિ ઘર રિત રાખે કૈક કુદી,
છોડાવે ધન રસ્તો રૂંધી, આ વેહેવાઇઓ૦ ૩
હેઠલ આવ્યો તે શું ઉચરે? મુખ માગ્યું આપે શુંજ કરે?

મીઠાશ રહે ન પરંતુ ખરે, એ વેહેવાઇઓ૦ ૪
સાળા સાળીનું જોર ઘણું, તેમ અહિં ઓછું નહિ નણદિ તણું,
બહુ લટક મેળમાં બીજિ ગણું, એ વેહેવાઇઓ૦ ૫
સૌ બોલે બહુ ફાટે ડાચે, ઉચરી બેઅદબ-હદય રાચે,
મશ્કરી કરે મળિને પાંચે, એ વેહેવાઇઓ૦ ૬
તે વખત તોરછે ઓરતરે, જાણે રાજનિ રિદ્ધિ હોય ઘરે,
આનંદ મગ્ન થઈ ફૂલિ ફરે, એ વેહેવાઇઓ૦ ૭
ગાવાં મેલ્યાં મંગળ ગીતો, ગઈ સઘળી રળિયામણિ રીતો,
મેણાં મારે ઉછળે પીત્તો, એ વેહેવાઇઓ૦ ૮
આલ્યું સાજન લઈ સામૈયું, ઘેર રાખ્યું નહિ નાનું છૈયું,
ત્યાં દળાય છે હૈયે હૈયું, એ વેહેવાઇઓ૦ ૯
મોટો આડંબર કરિ આવે, પણ વે'વાઈ પાસે ચુકવાવે,
ખોટે ખરચે મન કચવાવે, એ વેહેવાઇઓ૦ ૧૦
ચાલ્યા વર તોરણ છબવાને, દઈ નાથ ઝલામણ સાળાને,
બહુ મનુષ મળ્યાં જોવા જાને, એ વેહેવાઇઓ૦ ૧૧
ત્યાં આવ્યોછે અલવો કલવો, તે ખાવા તાસકમાં ઢલવ્યો,
કોઈ એ ચુકથી ધારો ચલવ્યો, એ વેહેવાઇઓ૦ ૧૨
ત્યાં જંગલિ જેવા બેસેછે, દુધખાંડ થાળિ મુખ માંડે છે,
છેવટ જળ ભળતાં છાંડે છે, એ વેહેવાઇઓ૦ ૧૩
બહુ રીત ભુંડી તંબોળ તણી, કંકાસ કરાવે એ કરણી,
કદિ મારામારી થાય ઘણી, એ વેહેવાઇઓ૦ ૧૪
પછિ ચોરીમાં મંગળ ફેરા,-ફરતાં ટંટા બ્રાહ્મણ કેરા,
વારે વારે માગે વેરા, એ વેહેવાઇઓ૦ ૧૫
કહિ જાત જાતનું મૂકાવે, જો રાંક હોય તો અકળાવે,
પણ કાંઈ ગોરને તે નાવે, એ વેહેવાઇઓ૦ ૧૭
હજિ બાકિ રહ્યું ઉત્તર વખતે, જાણે બોસ બેઠાં ચડિ તખતે,

પણ સર્વ આટલામાં ન પતે,   એ વેહેવાઇએ૦ ૧૭
"એને જોઇએ વેઢ વિંટી ફેરવા,બાઈ! જમાઈ પાડ નથી કરવા,
મુજ બાળક હોંશીલો ગરવો,"   એ વેહેવાઇએ૦ ૧૮
બહુ વસ્ત્ર બગાડે દઈ થાપા, દેવરાવે વઢિવઢિને દાપાં,
હજુ બાકી ચૂકવવા ઝાંપા,   એ વેહેવાઇએ૦ ૧૯
અંતે મુકિ આળ સિધાવેછે; ઝાંપેથિ વિદાયગિરી લે છે,
પાદર બ્રાહ્મણ બહુ પજવેછે,   એ વેહેવાઇએ૦ ૨૦
બહુ ખૂબ કઢાવ્યા ઘરમાંથી, ખાલી કરિ મૂકે ખરચ્યાથી,
વસવાયાં વિગેરેને આપી,   એ વેહેવાઇએ૦ ૨૧
કહે કંકુને કન્યા દીધી, પણ ખાવાનાથી બહુ કીધી,
અતિ અવળી વિવાહ વિષે વીધી,   એ વેહેવાઇએ૦ ૨૨
કોઈ રીતની ના હું નથી કહેતો, બહુ હાણ નથી જો હદ રેહેતો;
પણ મર્યાદા મૂકી છે તો,   એ વેહેવાઇએ૦ ૨૩
જે ચાલ કાંઈ ઉપયોગી નથી; જે કેવળ કજિયાની કીર્ત્તિ,
તે બંધ કરો મટિને મમતી,   એ વેહેવાઇએ૦ ૨૪
કન્યાવાળાં કે વરવાળાં, છે સરખાં સૌનાં ભોપાળાં,
ઓછાં ન કોઈ નથિ મુગ્ધ તાળાં,   એ વેહેવાઇએ૦ ૨૫
બહુ માણસ જાને લઈ જાતાં, નક્કી નુકસાન ઘણાં થાતાં,
સામાં પણ મનમાં મુંઝાતાં,   એ વેહેવાઇએ૦ ૨૬
બહુ નીતી બગડે એ બહાને, વળિ ખરચ વધારે સામાને,
મમતી મૂરખ તો નહિ માને,   એ વેહેવાઇએ૦ ૨૭
ખોટી મોટપનું માન તજો; બહુ માત વરે માનો ન મજો,
લ્હાવો લેતાં સંતોષ સજો,   એ વેહેવાઇએ૦ ૨૮
એને અંતરનાં અનુમાની, લઈ અનુમત લેજો મિજમાની,
કરશો ન નકામી નુકસાની,   એ વેહેવાઇએ૦ ૨૯
ખાનારા તો સૌ ખાઈ જશે, પણ આ સંબંધ ન ભંગ થશે,

વીચારો વા'લ વધૂ વધશે, એ વેહેવાઇઓ૦ ૩૦
મળિ બહુ ડાહ્યા માણસ નેકજ, સૌ ગામની રીત કરો એકજ,
તો પડે ભડકવું નહિ છેકજ, એ વેહેવાઇઓ૦ ૩૧
તે ચાલ પ્રમાણે સૌ ચાલે, મર મર્યાદામાં રહિ મ્હાલે,
તો સંપ વધે વલ્લભ કાલે, એ વેહેવાઇઓ૦ ૩૨-૫-૧૫

## वेहेम विषे.

### જ્યોતિશ.

જ્યોતિષ જૂઠું, કે' ફળ તે ફોલી ખાવાનો ફંદ છે.
જાણો જડભૂત, નડતા નવગ્રહને નભમાં જે ચંદછે. ટેક.
આ આપણિ પૃથ્વી જડ જેવી, તેમ સૌ ગ્રહની જાણો તેવી,
દ્યે દીવ્ય ચક્ષુ વિદ્યા દેવી, જ્યોતિષ જૂઠું૦ ૧
જેમ જડ ચિજમાં ચૈતન્ય નથી, દેવા સુખ દુખ શક્તી ન રતી,
એની ઈશ્વર આધીન ગતી, જ્યોતિષ જૂઠું૦ ૨
એમ સૂર્ય ચંદ્ર સૌ જડ વસ્તુ, હમણાં વિદ્યાર્થી નથી અસ્તું,
સમજો દઉં આશિષ શ્રી રસ્તુ, જ્યોતિષ જૂઠું૦ ૩
અંત્રીક્ષ રહે આકર્ષણથી, તે નેક નિયંતાના નિમથી,
દેખાય દૂરબિન દર્શનથી, જ્યોતિષ જૂઠું૦ ૪
દુખ દેવા કેમ અહીં આવે? જન! ભૂલો કાં ભોળે ભાવે?
છે છેક અસંભવ એ દાવે, જ્યોતિષ જૂઠું૦ ૫
જ્યોતીષ વિષે નીબંધ ભણો, જો જાણો સાર ખગોળ તણો,
તો હૈયેથી સૌ વે'મ હણો, જ્યોતિષ જૂઠું૦ ૬
ઇતિહાસ પુરાણો રૂપક છે, એ વાત અલંકારી શક છે,
સમયાનૂસાર સદા હક છે, જ્યોતિષ જૂઠું૦ ૭
એ વિદ્યા છે અતિશે અઘરી, તેથી કવિ ધર્મે કલ્પિત કરી,

પણ પામેલા નહિ શોધ પુરી જ્યોતિષ જૂઠું૦ ૮
વળિ જ્યોતિષ શાસ્ત્ર પુરાણ થકી, કેટલુંક વિરૂદ્ધ નથી નક્કી,
પૂછ્યાથિ ખબર પડશે પક્કી, જ્યોતિષ જૂઠું૦ ૯
એ મત નથિ આધૂનીક ખરે, પણ આગળથી ઉપદેશ કરે,
શુણજો શામળ અખો ઉચરે, જ્યોતિષ જૂઠું૦ ૧૦
"રાહૂ રિપુ રવિને માથેછે, વળિ વિધુ ક્ષયરોગી જાતેછે,
ને ભોમ ત્રિકોણજ ભાસેછે, જ્યોતિષ જૂઠું૦ ૧૧
બુધના બાપનું નથિ ઠેકાણું, ગુરૂએ ગૂમાવિ પ્રિયા જાણું,
છે શુક્રની આંખ વિષે કાણું, જ્યોતિષ જૂઠું૦ ૧૨
શનિ લૂલો ને વળિ નહિ મૂખી, રાહૂ ધડવણ દાડી દુખી,
કેતૂ પણ શિરવણ નથી સૂખી, જ્યોતિષ જૂઠું૦ ૧૩
ગ્રહ સર્વ એમ પરતંત્ર ફરે, પંડે દુખિયા થઈ ભાડું ભરે,
શું એહ બાપડા કષ્ટ કરે!" જ્યોતિષ જૂઠું૦ ૧૪
કોઈ નૃપને કહ્યું જોશીબાવે, ત્રણ માસે જમ તેડું આવે,
સુકાવા માંડ્યો સત ભાવે, જ્યોતિષ જૂઠું૦ ૧૫
વિદ્વાન વજીર વિચાર કરે, મરશે ભયથી પણ નહિ ઉગરે,
શોધી કાઢ્યો ઊપાય શરે, જ્યોતિષ જૂઠું૦ ૧૬
રાજાની રૂબરૂ બોલાવી, પૂછ્યું જોશીને પપડાવી,
કહો કેદિ થશે આપનું ભાવી? જ્યોતિષ જૂઠું૦ ૧૭
કહે જોશિ હજી જિવવું મારે, ઓદા આવે ન વરસ બારે,
શુણિ વજિરે માર્યો તરવારે, જ્યોતિષ જૂઠું૦ ૧૮
પછિ રાય કને કહે કરજોડી, ઑની આવરદા નહોતી થોડી,
મહારાજ કહો કોણે તોડી? જ્યોતિષ જૂઠું૦ ૧૯
જે ખરૂં જાણે નહિ પોતાનું, તેપરનું કેમ કહો માનું?
પાણીમાં બોળો એ પાનું, જ્યોતિષ જૂઠું૦ ૨૦
શુણિ રાય તણો મનવે'મ ગયો, ચિંતાતુર ટળિને શાંત થયો,

તે પછિ જિવતો બહુ વર્ષ રહ્યો, જ્યોતિષ જૂઠું૦ ૨૧
કોઇ ભરવાડે પૂછ્યુંજ વળી, સામી ડાંગ ઉગામીને સવળી,
"મહારાજ પગે લાગુંછું લળી, જ્યોતિષ જૂઠું૦ ૨૨
આ ડાંગ આપ અંગે મારૂં, તો ક્યાં વાગે શરીરે વારૂ ?
કહો એટલું તો હું બલિહારૂં," જ્યોતિષ જૂઠું૦ ૨૩
જોશી તે સામું જોઈ રહ્યો, બોલ્યો બળિ મરિ નાખૂશ થયો,
"તારે માટે નથિ જોશ કહ્યો," જ્યોતિષ જૂઠું૦ ૨૪
શુભ મુરતે પરણી ઘરમાંડે, કાંકણ દોરા બાંધિ કાંડે,
તેમાંથી ઘણી રાંડે છાંડે, જ્યોતિષ જૂઠું ૨૫
જોશીની બાળા બાળપણે, બળિયા ગ્રહવાળો વર પરણે,
પણ તે રાંડે છે એક ક્ષણે, જ્યોતિષ જૂઠું૦ ૨૬
જો પોતે આવરદા જાણે, અલ્પાયુષિ વરને શિદ આણે ?
પણ મૂરખ તંત વૃથા તાણે, જ્યોતિષ જૂઠું૦ ૨૭
જોશીને પૂછી ધૈર્ય ધરે, એક વખતે બે ફરીયાદ કરે,
પણ આખર જીતે એક ખરે, જ્યોતિષ જૂઠું૦ ૨૮
સર્વે દિન સરખા છે સમજો, અનુકુળ પડતાં શુભ કામ સજો,
વૈધ્રટ વ્યતિપાત વહેમ તજો, જ્યોતિષ જૂઠું૦ ૨૯
નથિ જોશી જે દુરદેશ વિષે, વેપાર વધ્યોછે ત્યાં અતિશે,
ત્યાં ગૃહ નડતાં નહિ કેમ હશે ? જ્યોતિષ જૂઠું૦ ૩૦
પ્રભુ સ્વાધિન છે સર્વજ્ઞ પણું, જાણે એ ભૂત ભવિષ્યતણું,
બીજા કોઈ હાથ ન એક અણું, જ્યોતિષ જૂઠું૦ ૩૧
જન્મોત્તરિ પ્રશ્નોત્તરિન જુવો, વળિ વર્ષ ફળાદી વે'મખુઓ,
એછે કેવળ કોભાંડ કુવો, જ્યોતિષ જૂઠું૦ ૩૨
તમને જોતાં આવડતું નથી, સાચું થોડું જૂઠી જુગતી,
વલ્લભ કરી આપે સિદ્ધ અતી, જ્યોતિષ જૂઠું૦ ૩૩–

## જોશીને શિખામણ.

જોશીબાવા, જગધૂતાનો ધંધો આશો આદર્યો!
બહુ નરનારી, વે'મી બનાવી નિર્ધન દેશ તમે કર્યો. ટેક.
બોળ પાણીમાં ટિપણું તારૂં, હઠ મૂકી માન કહ્યું મારૂં,
આપાળું ખુલ્લું શું ભારૂં? જોશી બાવા૦ ૧
ઘાલ્યાં છે બહુ ડોસાં ડોશી, બહુવાર ફોસલાવ્યાં ફોશી,
પણ સમજિ હવેથા સંતોષી, જોશી બાવા૦ ૨
અટકાવ્યાં એકા એક જતાં, બહુ વિઘ્ન કર્યા ઉદ્યોગિ થતાં,
એનાં ફળ નક્કિ થયાં નરતાં, જોશી બાવા૦ ૩
ઓચીંતુ કામ કરાય નહીં, પૂછ્યાવણ મૂ'ર્ત જવાય નહીં,
શુભ કામો તો કદિ થાય નહીં, જોશી બાવા૦ ૪
એમ નાશ કર્યું જન શૌર્ય સદા, થઈ કાયરતાથી દશા દુખદા,
પાખંડ તણા આડા પડદા, જોશી બાવા૦ ૫
વંઝાને પુત્ર થવા માટે, જપ શાંતિ કરાવો મુખપાઠે,
ધરડી મર ઉમર વરસ સાઠે, જોશી બાવા૦ ૬
"એટલાં દિકરા દિકરી થાશે, એમાંથી આ વળિ મરિ જાશે!"
શિદ ગપ મારો સ્વારથ આશે? જોશી બાવા૦ ૭
"આ વર્ષ આટલી ખોટ જશે, પરદેશ ગયો પાછો વળશે!"
ડર રાખો પ્રભુનો દંડ થશે, જોશી બાવા૦ ૮
બંને બગડે છે આપ થકી, જો લાભ થશે એમ જાણો બકી,
તો આળસુ થાશે એજ નકી, જોશી બાવા૦ ૯
કદિ જાય ખોટ એવું વદશે, તો અગાઉથી પગ ભાગિ જશે,
બંને રીતે નુકસાન થશે, જોશી બાવા૦ ૧૦
પ્રાચીન પૂર્વજે શોધેલી, જ્યોતિષવિદ્યા વે'તી મેલી,
ઉલટી મહિં ભ્રમના બહુ ભેળી, જોશી બાવા૦ ૧૧
ભાસ્કર આચાર્ય થયા જ્યારે, બહુ ગ્રહના વેધ કર્યા ત્યારે,

પછિ કોઈ થયો નથિરે ક્યારે, જોશી બાવા૦ ૧૨
એને આજે બહુ કાળ ગયો, વળિ કુદરતમાં કાંઈ ફેર થયો,
એવાને એવા શોધ રહ્યો, જોશી બાવા૦ ૧૩
પણ વે'મ વડે પછિ મીંડું વળ્યું, પેદાશી પેખી ચિત્ત ચળ્યું,
અભ્યાસ જતાં ફળ આવું મળ્યું, જોશી બાવા૦ ૧૪
કાં ધંધામાં કર સૂધારો, કર શોધ ખગોળ તણો સારો,
નહિ તો ઊદ્યોગ પકડ ન્યારો, જોશી બાવા૦ ૧૫
દૂર દેશ તણા બહુ વિદ્વાને, સાચી શોધી એ વિદ્યાને,
તે વલ્લભદાસ ખરૂં માને, જોશી બાવા૦ ૧૬-૨

## ગૃહણ.

ઓ નર ઘેલા! ઘરણ નિહાળી શું કરવા ગભરાયછે?
નથિ નથિ ગળતો-રાહુ રવી ચાંદાને એતો છાંય છે. ટેક.
એછે કવિ કલ્પિત શાસ્ત્રકથા, પંડિતજન જાણે હાલ જથા,
આ વે'મ વધ્યે તે વ્યર્થ વ્યથા, ઓ નર ઘેલા૦ ૧
એ અટકળથી માંડ્યું થોથું, રૂપક દઈ પ્રૌઢ કર્યું પોથું,
જાણિ ગણિને ઝિણિ નજરે જોતું, ઓ નર ઘેલા૦ ૨
તું સાત ચોપડી શીખીજો, ચતુરાઈથી જો સૃષ્ટી ચોજો,
પણ ફોગટ એદ ધરી ખીજો, ઓ નર ઘેલા૦ ૩
આ લાકડું જે ઘાલ્યું ખોશી, તે માને તું જેવા ફોશી,
સમજ્યા વણ હું નહિ સંતોષી, ઓ નર ઘેલા૦ ૪
તું તર્ક વિતર્ક નથી કરતો, ગાડર પેઠે મહિં પડિ મરતો,
હું કહું તે કાને નથિ ધરતો, ઓ નર ઘેલા૦ ૫
કેટલાક હઠીલા મત તાણે, જાણે પણ અંદેશો આણે,
મુકવું ન ગમે જૂનું જાણ્યે, ઓ નર ઘેલા૦ ૬
"નાવા ધોવાથી લાભ લહે, લીંપણ ગુંપણ ચોખ્ખાઈ રહે,"
એ ચાલ રાખવા એવું કહે, ઓ નર ઘેલા૦ ૭

પણ ભૂખે મરવું ઊંધ તજી, શરદી હાની કે' શીદ હજી?
જોજો આ મમતીની મરજી, એ નર ઘેલા૦ ૮
કદિ ચોમાસે કે શીયાળે, જો હોય ગ્રહણ તો તે કાળે,
ભીનાશ તંદુરસ્તી ટાળે, એ નર ઘેલા૦ ૯
મરજાદી કે વૈષ્ણવ વાડે, ઉલટી શરદી બહુ એ દાડે,
બહુ પાણી ઢોળી વણસાડે, એ નર ઘેલા૦ ૧૦
ચાંદાને રંસે રાહુ ગ્રહે, એ માની ગંડુ દીલ દહે,
ભોળાં ભૂખ્યા આખો દિ રહે, એ નર ઘેલા૦ ૧૧
ઘણિવાર ધ્રરણ રાતે થાતાં, છૂટચા પછિ સ્નાન કરી ખાતાં,
નિદ્રા પણ ચિતમાં નથિ રહાતાં, એ નર ઘેલા૦ ૧૨
મોટે ઘરેતો જળ છબછબિયાં, ભીનાં ઓશારને રાંધણિયાં,
એથી ઉલટાં નુકસાન થયાં, એ નર ઘેલા૦ ૧૩
ચૈતન્ય તણું ચિત એક નથી, તેથિ કેમ જાણિયે તેનિ મતી,
જે આ દહાડે ગળશે મમતી, એ નર ઘેલા૦ ૧૪
મન આજ થાય કદિ કાલ ટળે, તે ખબર કહો કોનાથિ મળે?
અંતરજામી વણ કોણ કળે? એ નર ઘેલા૦ ૧૫
પણ એક નિયમ જડ વસ્તુ તણો,ત્યાં પામીશકિયે પાર ઘણો,
સો ભેદ મુઝ ભલિભાત ભણો, એ નર ઘેલા૦ ૧૬
પુનમે શશિ પૂર્ણ થયાથિ ગળે, પણ સૂર્ય પુરણ પ્રત્યેક પળે,
કેમ જોગ અમાસ તણો ન ટળે? એ નર ઘેલા૦ ૧૭
શશિ રવિ આડા આવે ડાહ્યા! વળિ ચંદ્રવિષે પૃથ્વી છાયા,
એ મોટા બાપાની માયા, એ નરઘેલા૦ ૧૮
નથિ કારણ નાવા ધોવાનું-શરદીથી દરદી થાવાનું-
ખોરાક તજી તક ખાવાનું, એ નરઘેલા૦ ૧૯
તે કરતાં શુણિ જો થા દુખિયો,ત્રણવાર તું ના'જે થઈ મુખિયો,
પણ વલ્લભનોતો વે'મ ગયો, એ નરઘેલા૦ ૨૦-૩

## ભૂતનો વળગાડ.

ભોળી ભામા! ભડકી શું ભાગે ભય રાખી ભૂતનો!
તજ ઢોંગ બધો, ચાલ હવે નહિ ચાલે તૂતેતૂતનો. ટેક૦
નથિ રહેતિ વાસના વાલાની, કુંવરી કે કુંવર કાલાની,
કહું શોધ કરી સોળેઆની, ભોળી ભામા૦ ૧
નથિ ચુડ થતિ ચતુરા કોઈ મરી, નથિ જિવતી ડાકણ કોઈ ખરી,
દેખાડ મને નહિ જાઉં ડરી, ભોળી ભામા૦ ૨
ભુતપ્રેત ખવિશ જન કાંઈ નથી, એ કેવળ કલ્પિત વાત વધી,
બાળકબુદ્ધિની બીક બધી, ભોળી ભામા૦ ૩
જો રાત વખત ભુતને ભાળે, નહિ પૂર્ણ તપાસી તે કાળે-
અંતર સંદેહ નહિ ટાળે, ભોળી ભામા૦ ૪
દિવસે શિદ ભૂત ન દેદેખો? શિદ અંધારી રાતે પેખો?
શું બિયે બાપડું મન લેખો! ભોળી ભામા૦ ૫
એ એક જણા આગળ આવે, પણ બેત્રણ નિકટ કદિ નાવે,
આનું કારણ શું સમજાવે? ભોળી ભામા૦ ૬
ડાકણ મનસાને ભુત શંકા, એ ડાહ્યા જનના શિખ ડંકા,
બહુ પ્રવિણ બની પઢિને પંકા, ભોળી ભામા૦ ૭
જો નજરે પડે તો પડકારો, પાસે જઈ હિંમત નવ હારો,
એ માત્ર ભિતર ભય ભણકારો, ભોળી ભામા૦ ૮
ભડકા ભાળો તે છેજ હવા, કુદરતના ખેલો નિત્ય નવા,
પણ પ્રેત નથી આવ્યાં રમવા, ભોળી ભામા૦ ૯
ધુણનારીને નિજ વે'મ નડે, ચાળા કરશે જે ચિત્ત ચડે,
ભાળી ભ્રમનામાં શીદ પડે? ભોળી ભામા૦ ૧૦
છે કજિયો સાસૂ સંગાતે, કાં કામ પડે કરવું હાથે,
ઠિક ઢોંગ શિખ્યાં ધુણવા જાતે, ભોળી ભામા૦ ૧૧
સૌને ઓશિયાળાં કરવાં છે, કાં મુખથી દુખ ઉચ્ચરવાંછે,

કૌભાંડ અતી આદરવાંછે, ભોળી ભામા૦ ૧૨
ધણિને બિવરાવાનું બહાનું, કાં જાર કર્મ કરવા છાનું,
વંચાવે છે પોથી પાનું, ભોળી ભામા૦ ૧૩
આવે એયાર ભુવો થઇને, ભુત કાઢે ધૂપ ધિમે દઇને,
પછિ લાગ્યો રે' નિત છુટ લઇને, ભોળી ભામા૦ ૧૪
ભુત ભાગે જો બાવેજ ભણો, હૈયામાંથી સૌ વે'મ હણો,
ઉપદેશજ વ્રજભદાસ તણો, ભોળી ભામા૦ ૧૫-૪

## કામણટુમણ.

હૈયાફૂટી, હીંડે કામણ ટુમણ રોજ કરાવતી.
વશ કરવોછે, આડો અવળો ચાલેછે એનો પતી? ટેક૦
દઇ જંત્ર મંત્ર ચિઠ્ઠી દોરા, બહુ ધૂતે ધૂતારા ધોરા,
મર તાવડિ લઇ જાતી પોરા, હૈયાફુટી૦ ૧
હાથે લટકાવ્યું માદળિયું, તે ભાગ્યશાળિ માટે મળિયું,
બહુ હર્ષ જિત્યુ જાણે હળિયું! હૈયાફુટી૦ ૨
કોઇ કેરિ નજર ચોટ ન લાગે, પિતૃ પણ નહિ કર નવમાગે।
ભુતપ્રેત બાળિને દુર ભાગે! હૈયાફુટી૦ ૩
એમ અઘટિત ખોટા ખર્ચ કરે, ધણીથિ તે છાનું ચોરિ ખરે,
કાં જારિ કરે દિલમાં ન ડરે, હૈયાફુટી૦ ૪
પૅાય ચિઠિયો પાણીમાં, બાળી-તે રંડા રાખ કરી કાળી,
થૅાય કલેશ જાય જો તે બાળી, હૈયાફુટી૦ ૫
દુર્જન સંગે થઇ દુષ્ટ મતી, સાચુ ખોટું સમજે ન રતી,
ધસિ ઘરણી ઘેલી થાય અતી, હૈયાફુટી૦ ૬
વિદ્યા વણ કપટ ન જાણિ શકે, ખરૂં માને બાવો જેહ બકે,
કૅાંઇ કરે તપાસ ન તેહ તકે, હૈયાફુટી૦ ૭
કાંતો કોરાં પાનાં લાવો, અગ્નીથી અક્ષર ઉપજાવો,

ઘેલી કરિ મૂકે વંચાવી, હૈયાફુટી૦ ૮
કાં કાચજ કચડ કચડ ચાવી, વિશ્વાસ વધારે ભરમાવી,
અબળામાં ઢોંગ કરે આવી, હૈયાફુટી૦ ૯
પકડી ન શકે પાખંડ વિષે, તેથી દાસી થઈ રે' દીન નિશે,
પાય જેટલું તેટલું પાણિ પિશે, હૈયાફુટી૦ ૧૦
વર આખરસુધિ વશ થાય નહિ, વળિ ચૂક પડે ઘર કામ મહીં,
તેથી ઉલટો પૂજે ડાંગ લહી, હૈયાફુટી૦ ૧૧
કૂટુંબ કહે કામણગારી, સાસુ પજવે મેણાં મારી,
ઉલટી ચડિ આળ શિરે ભારી, હૈયાફુટી૦ ૧૨
કૂસંપ વડે પછિ કષ્ટ પડે, ભુંડીને ભુંડાં થઈજ નડે,
બકરી કાઢતાં જ્યમ ઊંટ ગડે, હૈયાફુટી૦ ૧૩
દેખી દિકરા દિકરી બગડે, ફાંફાં દે વે'મ તણે વગડે,
નિકળે ન વે'મ નાનાથિ ગડે, હૈયાફુટી૦ ૧૪
અંતે એ જુવતિ શિર જૂતી, પસ્તાય પુરી લુચ્ચે ધૂતી,
પણ પ્રથમ મમતની મજબૂતી, હૈયાફુટી૦ ૧૫
તે ઇશ્વરની અતિ અપરાધી, ભૂર્ખાને ખોટ ભલે ખાધી,
તનને પિડશે વિધવિધ વ્યાધી, હૈયાફુટી૦ ૧૬
છે જાદુ કપટ વિસ્તાર ઘણો–ને ભાવે ભૂત નિબંધ ભણો,
સૃષ્ટી નિમ શોધી વે'મ હણો, હૈયાફુટી૦ ૧૭
શાણા પુરૂષે શિક્ષા લેવી, જોર જુલમથી ત્યાં ન જવાદેવી,
છે વલ્લભની વિનતી એવી, હૈયાફુટી૦ ૧૮-૫-૨૦

# દેશાભિમાન.

## વિદ્વાનોને વિનતી.

પંડિત પ્યારા! દેશ સુધારામાં મંડ્યો રે'જે ઘણો.
દિલ ડરિશ નહીં, અણસમજૂ જનમાં કદિ થા અળખામણો. ટેક.
એની તો બગડેલી બુદ્ધી, અંતરને ખાઈ ગઈ ઉંદ્ધી,
પણ તુજને આવીછે શુદ્ધી, પંડિત પ્યારા૦ ૧
તૂટ્યો તારો અંતર પડદો, માટે ન કરીશ કદી કડદો,
ખોખો શો! ગંડનો ગડદો, પંડિત પ્યારા૦ ૨
આજ ઉઘડી છે તારી આંખો, પાંડીત્ય તણી આવી પાંખો;
ઊડાડી મુક આળસ માંખો, પંડિત પ્યારા૦ ૩
એ ભ્રાત આપણા ભૂલેલા, વે'મે આવી આવી વેળા,
તેથી હાલ ભડકશે થઈ ભેળા, પંડિત પ્યારા૦ ૪
આ ભવ પરભવ બંને બગડે, વળિ મનુષ જન્મ મિથ્યા રગડે;
સુધરે ભવ ઉભય સુબોધ વડે, પંડિત પ્યારા૦ ૫
દે જ્ઞાન દાન અજ્ઞાનીને, મોટો પરમારથ માનીને,
હણિ નાખ હમેશાં હાનીને, પંડિત પ્યારા૦ ૬
પ્રભુ પ્રીત્યર્થે કર કામ સદા, પાછો હઠમાં કંટાળિ કદા,
એમાં ગાળી દે આવરદા, પંડિત પ્યારા૦ ૭
એ પુણ્યજ મોટામાં મોટું, એ આગળ સર્વ બિજું છોટું,
વીચાર વિવેકે નહિ ખોટું, પંડિત પ્યારા૦ ૮
રે'હે સેજે થઇને સતવાદી, કરતો રે'હે ફરિ ફરિ ફરિયાદી,
પણ મિથ્યા તસ્દી તકલાદી, પંડિત પ્યારા૦ ૯
આ ઇશે તને સન્મતિ આપી, ઉપયોગ કરિશ નહિ અદ્યાપી,
તો પ્રભુનો અપરાધી પાપી, પંડિત પ્યારા૦ ૧૦
તે દેવું તારે માથે છે, જો જ્ઞાન ચોરિ તું રાખે છે,

વિદ્વાન ભલા સૌ ભાખે છે, પંડિત પ્યારા૦ ૧૧
કોઈ એક પિતાના પુત્ર બધા, માંડે મુખ ઝેરનું પ્યાલું કદા,
તે દૂધ જાણિ રાખે શ્રદ્ધા, પંડિત પ્યારા૦ ૧૨
તે ઝેરી જાણે એક જણો, પણ રે' મુંગો મુંઝાઈ ઘણો,
તો પણ તે ગૂનો તેહ તણો, પંડિત પ્યારા૦ ૧૩
છે કેટલાક પંડિત મમતી, જુનિ રીત છોડવી નથિ ગમતી,
સ્થાપનની શોધે નવિ જુગતી, પંડિત પ્યારા૦ ૧૪
બહુ અર્ધ દગ્ધ આડા આવે, ઉપલાના ઉદાહરણ લાવે,
જેવા તેવા ત્યાં નહિ ફાવે, પંડિત પ્યારા૦ ૧૫
સૌ નિયમ પ્રમાણે પિડા પામે, પણ સમજાવે છ નશિબ નામે;
વે'મી વિશ્વાસી વિશ્રામે, પંડિત પ્યારા૦ ૧૬
એથી આજ સુધારો અટક્યોછે; નહિતો તે જ્યાંત્યાં ભટક્યોછે;
એ અસ્ત હઠીલે પટક્યોછે, પંડિત પ્યારા૦ ૧૭
જે ચિર હઠ દઢ બહુ બંધાણો; તે નાખ્યો એવાએ પાણો,
એ પ્રભુના અપરાધી જાણો, પંડિત પ્યારા૦ ૧૮
જાણીને ઝેર પિવા દે છે, ઝુણ મરડિ મચરકીને કહેછે,
ઉલટું ઉત્તેજન આપે છે, પંડિત પ્યારા૦ ૧૯
વિદ્યા મેળવી વક્તા થાજે, બહુ સૂત બની ધંધે ધાજે,
નીતી મય પ્રીતી રસ પાજે, પંડિત પ્યારા૦ ૨૦
કર મે'નતથી મતનું મંડન, ને ખૂબ કુધારાનું ખંડન,
તો ચાતુર ચિત્ત થશે ચંડન, પંડિત પ્યારા૦ ૨૧
ઝટ બંધન નાખ બધાં તોડી, આણી અનુકંપા જિવ જોડી;
મર બળી મરે પરવા થોડી, પંડિત પ્યારા૦ ૨૨
ખોટી રીતી સૌ ખરપી દે, તનમન ધન સર્વ સમર્પી દે,
આખી ઉમર મહિં અરપી દે, પંડિત પ્યારા૦ ૨૩
તત્કાળ કદી ફળ નૈજ મળે, પણ પાછળથી સૌ વલણુવળે,

પરિશ્રમનો નહિ પરિણામ ટળે, પંડિત પ્યારા૦ ૨૪
હમણાં તો તિરસ્કાર થશે, પણ આગળ યાદ કરી રડશે,
પ્રેમેજ પ્રશંસા બહુ કરશે, પંડિત પ્યારા૦ ૨૫
જ્યારે સૌ સંતતિ સુખ લેશે, હરિ આંતરડી આશિષ દેશે,
નિત નામ તારૂં પ્યારૂં રહેશે, પંડિત પ્યારા૦ ૨૬
છે સર્વાંતર્યામી સઘળે, નિષ્પાપ -હૃદય નહિ કેમ કળે?
માટે વલ્લભને ધૈર્ય મળે, પંડિત પ્યારા૦ ૨૭-૧

## કવિયોને ભલામણ.

ઓ કવિરાજા! કવિતા કરવા માંડો દેશ કુચાલની.
ગજવી દેજો-ગામેગામ અલંકારી ગતિ હાલની. ટેક૦
હાલ હડહડતો કળજૂગ આવ્યો, હિંદુ જનમાં જાઝો ફાવ્યો,
સતજૂગ પુરોપે વરતાવ્યો, ઓ કવિરાજા૦ ૧
ચાલે બહુ અણઘટતા ધારા, વેઠે દુખ દાડી નરદારા,
પણ મમતીના મારગ ન્યારા, ઓ કવિરાજા૦ ૨
હાથે કરી હરકત દુઃખ ખમે, વંશજનાને નિજ દેહ દમે,
ઉપદેશ આપિયે તે ન ગમે, ઓ કવિરાજા૦ ૩
વિદ્યા વણ ગતિ બગડી ગઈ છે, મા'વરે મલીન મતી થઇ છે,
રે! રિદ્ધિ પણ થોડી રહિ છે, ઓ કવિરાજા૦ ૪
આપી પ્રભુએ કવિતા શક્તી, તો ભાવે દેશ તણી ભક્તી-
કરવા માંડો જોડી જુક્તી, ઓ કવિરાજા૦ ૫
જોડો ગમ્મત માટે ગાથા, વદિ મીઠું મૂરખને ગાતા,
પણ દેશ હિતેચ્છુ નથી થાતા, ઓ કવિરાજા૦ ૬
શૃંગાર રસે બહુ સુધર્યા છો, પણ વિર કરૂણામાં ઓછા છો,
ત્યાં સુધિ પરિણામ પડે પાછો, ઓ કવિરાજા૦ ૭
શામળ પ્રેમાનંદાદિ કવિ-કૃત ગ્રંથ વિષે બહુ વાત નવી,
પણ જંગલિ રીત નથી જણવી, ઓ કવિરાજા૦ ૮

અંગીકારી રીતી એજન, ઉલટું આપ્યુંછે ઉત્તેજન,
તેથી સ્થીતી સુધરી એક ન, એ કવિરાજા૦ ૯
મોટા જન પણ હિંમત હારે, સાચું કહેવા નિજ મન મારે,
થાબડ ભાણા સૌની હારે, એ કવિરાજા૦ ૧૦
એ એક આપણી રીત પડી, તેથીજ દશા દેશની બગડી,
એની કાયરતા આજ નડી, એ કવિરાજા૦ ૧૧
ત્યારે સમય હશે બારીક કદી, પણ આજ રાજની શાંતિ વધી,
મારીજ શકે નહિ કોઈ મદી, એ કવિરાજા૦ ૧૨
બહુ ગીત બીભત્સ બનાવ્યાંછે, ગોરી જનમાં ગવરાવ્યાં છે,
ઉલટાં નુકસાન કરાવ્યાં છે, એ કવિરાજા૦ ૧૩
એવાં જોડો એને બદલે, નીતી ઇશ્વર ઉપદેશ મળે,
ભુલ ભ્રમના ભીતર વે'મ ટળે, એ કવિરાજા૦ ૧૪
નીંદી અનિતી સ્થાપો નીતી, જેથી વધે પરસ્પર બહુ પ્રીતી,
અહર્નિશદિન રાખો એવી રીતી, એ કવિરાજા૦ ૧૫
વિસરાવી દ્યો આગળનાંને, મન રંજન રસિક રૂડાં માને,
તો ગાય બૈરિયો બહુ બહાને, એ કવિરાજા૦ ૧૬
હું કરીશજ મારાથી બનતી, પણ આપ કરો સૌ મારિવતી,
એ વલ્લભદાસ તણી વિનતી, એ કવિરાજા૦ ૧૭-૨

## જન્મભૂ જનેતા.

નિજ જન્મ ભુમી, સંભારી નહિ મનમાં કદિ મમતા કરી.
એ અભિમાની, ધાન ખાઈ તેં ધુળ કર્યું કાયા ધરી. ટેક૦
એક જણ સાથે વાતો કરતાં, શું થશે પ્રજાનું ઉચ્ચરતાં,
બોલ્યો બળિ મરિ મહેતાજિ છતાં, નિજ જન્મભુમી૦ ૧
"પૂર્વજ પરિવાર થયો ટુંકો, ભાંમાં ભળિયા થઇને ભૂકો,
તે માટે પોક ન કાં મૂકો? નિજ જન્મભુમી૦ ૨
શું થાય પ્રજાનું પાછળથી, તું એકલે નહિ બનનાર રતી,

છો પડે કુવામાં કામ નથી!" નિજ જન્મભુમી૦ ૩
આવા એકલ પેટા અતિશે, વીશેષ વસે જે દેશ વિષે,
તે દેશ દશા ચડતી શું થશે? નિજ જન્મ ભુમી૦ ૪
કોઈ ગામ વિષે વિશ્રામ કર્યો, રહિ રજની વાસો ઠામ ઠર્યો,
તેનો ગુણ ભુલતાં દિલમાં તું ડર્યો, નિજ જન્મ ભુમી૦ ૫
તેનાં તું વખાણ કરે જ્યાં ત્યાં, પણ ભૂલ્યો નિજ ભૂમી માતા,
ઉર કંપ્ય કૃતઘ્ની તું થાતાં, નિજ જન્મ ભુમી૦ ૬
માએ દશ માસ ઉદર રાખ્યો, ત્યાં મહિમા તેનો બહુ ભાખ્યો,
પણ આણે રાખ્યો ભવ આખો, નિજ જન્મ ભુમી૦ ૭
જિવતાં સુધિ જ્યાં ખાધું પીધું, પણ પાછું દેવું નવ દીધું,
મિથ્યા સૌ કાળક્રમણ કીધું, નિજ જન્મ ભુમી૦ ૮
ધરતી માતા માને ધરમે, મુંગે મોઢે મળ મુત્ર ખમે,
પણ ભૂલી પાડ કપૂત ભમે, નિજ જન્મ ભુમી૦ ૯
છે સૌથી મહિમાતા મોટી, શું ગૂણ વરણવું મતિ છોટી,
પામું જે પરતાપે રોટી, નિજ જન્મ ભુમી૦ ૧૦
જ્યાં હસિ રમિ મોજ મજા કરિયે, છેવટ મર મોત વડે મરિયે,
તેનું કેમ ન દાઝે દિલ જરિયે? નિજ જન્મ ભુમી૦ ૧૧
થઈ ગયા કૈક રાજા રાણા, સૌને આવ્યાં આખર આણાં,
પણ સારા નરસા કહેવાણા, નિજ જન્મ ભુમી૦ ૧૨
નથિ આવ્યાં કેવળ ખાવાને—પણ બહુ ઉપયોગી થાવાને—
દિલ ધૈર્ય દયા દર્શાવાને, નિજ જન્મ ભુમી૦ ૧૩
પૃથ્વી કહે પેટ પડ્યો પાણો, તો થાત ઠીક, એ ઉખાણો,
ઝટ સમજે જન સમજૂશાણો, નિજ જન્મ ભુમી૦ ૧૪
પરિશ્રમ કર સૌનું શ્રેય થશે, તેમાં તારૂં પણ આવિ જશે,
પાછળ સુત પણ ફળ ભોગવશે, નિજ જન્મ ભુમી૦ ૧૫
જે કષ્ટ કુધારાથી નડતું, તે આવેછે ભાગે પડતું,

તેથી વારે ચાંપે ચડ તું, નિજ જન્મ ભુમી० ૧૬
તું જાણે ગમ્યું ઘર મારૂં, પણ તેમ કદી નહિ બનનારૂં,
સૌ સાથે ગણ પે'લું તારૂં, નિજ જન્મ ભુમી० ૧૭
મરને કર માળાના ચાળા, પણ દેશ દયા વણ તે ઠાલા,
વળિ ઢોંગ ગણો કાલાવાલા, નિજ જન્મ ભુમી० ૧૮
ભગવાન ભક્તિ બુધ્ધિથી ન રિઝે, ઉપકાર વિના ન ઉપાય બીજે,
મર એદ ધરી મનમાં તું ખિજે, નિજ જન્મ ભુમી० ૧૯
કર દેશ ઉપર કરૂણા દિલથી, કર પરમારથ મોટા મનથી,
તો વલ્લભ રીઝે વિશ્વપતી, નિજ જન્મ ભુમી० ૨૦-૩

## કુવામાં હોય તો અવેડામાં આવે.

એકલ પેટા! કેવળ ઓઝરૂં ભરવાને ચિત શું ચહે?
જ્યાં જન્મ ધર્યો-દેશનિ દાઝ વિચાર પ્રભૂ રાજી રહે. ટેક०
આપણ પરતંત્ર થયા છઇએ, દાસત્વ પણાથી દુખ લઇએ,
તે તારા જેવાથી કહિયે, એકલ પેટા० ૧
સંપતમાં તારૂં કામ સર્યું, કુતરાની પેઠે પેટ ભર્યું,
પણ નહિ કોઈનું કલ્યાણ કર્યું, એકલ પેટા० ૨
આ કંચન જેવી તુજ કાયા, લાગી લલુતા મમતા માયા,
પણ તે તો રણ રેતી પાયા, એકલ પેટા० ૩
અગ્નીમાં એક દિને બળશે, માટીમાં માટી થઈ મળશે,
તે તો કદિ ટાળ્યું નહિ ટળશે, એકલ પેટા० ૪
થઈ જઇશ તું આવ્યો નહિ આવ્યો, સિવાય ન ભેગું નથી લાવ્યો,
માટે લઈ લે જશ મન ભાવ્યો, એકલ પેટા० ૫
જો તુંજ બાળકનું ઇચ્છ ભલું, તો મનમાં માની લે અટલું,
કરમાં વિનતીથી વદન વિલું, એકલ પેટા० ૬
આવા દિન આવ્યા ગફલતથી, જન્મ ભૂમિ મરતાં મમ્મતથી,
કહું છું સાચી શિક્ષા સતથી, એકલ પેટા० ૭

હજિ હાની તત્ર મૂર્ખાઈ વડે, ઊંટ વેચાશે દમડે દમડે,
જો આમ જનો રે'શે ઝગડે, એકલ પેટા૦ ૮
જો લક્ષ બધા એમાં દેશે, તો એ કેહેવત નિદ્રા લેશે,
કળિજુગ પણ રોતો દુર રેહેશે, એકલ પેટા૦ ૯
શોધે જો સાર્વજનિક સારૂં, તો પે'લું સારૂં ગણ તારૂં,
તે વચન વિચારી જો મારૂં, એકલ પેટા૦ ૧૦
જો હશે કુવામાં જળ જાઝું, આવશે અવેડામાં તાજું,
નહિ તો ખાલી બંને બાજુ, એકલ પેટા૦ ૧૧
હમણાં દુખિયો બહુ દેશ દિસે, અજ્ઞાની હોવાથી અતિશે,
સૂધાર દિધાં સાધન થશે, એકલ પેટા૦ ૧૨
બહુ આર્ય બંધુ પીડા પામે, કૌશલ્ય વિના નહિ વિશ્રામે,
કર કરૂણા પરમારથ કામે, એકલ પેટા૦ ૧૩
તું ખૂબ રડ્યો'તો અવતરતાં, પણ જન હશેલા જન્મ થતાં,
એથિ ઉલટિ અસર કરિ જા મરતાં, એકલ પેટા૦ ૧૪
કર એવાં કામો જેહ વડે, તું જા હસતોને લોક રડે,
તું મરતાં તેને ખોટ પડે, એકલ પેટા૦ ૧૫
તો સાર્થક જન્મ ધર્યાનું સર્યું, અહીં પીંડ ધર્યાનું પ્રમાણ કર્યું,
મુજ હૈડું ટાઢું હીમ ઠર્યું! એકલ પેટા૦ ૧૬
નહિતો તેં ખાધું પીધું છે, પણ પાછું દેવું ન દીધું છે,
એ અતિશે અવળું કીધું છે, એકલ પેટા૦ ૧૭
કુદરતનું કર્જ રહ્યું માથે, કરિ હાય ઓય દીવસ રાતે-
અંતે નિકળ્યો ઠાલે હાથે, એકલ પેટા૦ ૧૮
પ્રભુ કરશે પળપળનો દાવો, પછિ પાપી કરજે પસ્તાવો,
વલ્લભતો લઈ લેશે લહાવો, એકલ પેટા૦ ૧૯-૪-૨૪



# ज्ञानवर्धक उपदेश.

## ભણીઉતર્યા !

રે રાજેશ્રી! શીખિ રહ્યા કે ઊઠ્યા જ્યાં નીશાળથી ?
પણ પોપટજી ! પઢી ગયા શું સંભારો સંભાળથી. ટેક૦
તમે ગોખિ ગયા છો પોપટિયું,પણ સમજણ સાથ ન જ્ઞાન થયું,
તે પણ બચપણ જાતાં ન રહ્યું, રે રાજેશ્રી૦ ૧
મુખ રામ રામ પોપટ પઢશે, પણ રામ કોણ નહિ જ્ઞાન થશે,
દાડમ કે દ્રાખ શું રામ હશે ! રે રાજેશ્રી૦ ૨
કોઈ પાઠ સાત ચોપડિમાંથી, ઊંડા ઉતરી બારીકાઇથી,
પરિપૂર્ણ શિખ્યા નહિ વાંચ્યાથી, રે રાજેશ્રી૦ ૩
તુંજ પરિશ્રમ માત્ર પસાર થવા, પણ નો'તો કાળજું કેળવવા,
સંસ્કાર થયા નહિ શુદ્ધ નવા, રે રાજેશ્રી૦ ૪
વિદ્યા ત્રીપક્ષી દક્ષ વદે, અભ્યાસ વિના રે' નહિજ રૂદે,
ઉતારી મૂકે મૂઢ પદે, રે રાજેશ્રી૦ ૫
ભણિ ગણિ ઊઠ્યા જે બાળમતી, અભ્યાસ વિના તે પાછળથી,
જડબુદ્ધિ બન્યા ઉલટા મમતી, રે રાજેશ્રી૦ ૬
જે ભણ્યા ગણ્યા તે ભૂલિ ગયા, આમડિયા જેવા થૈજ રહ્યા,
બાતલ શુધ લખવાનેય થયા, રે રાજેશ્રી૦ ૭
જે જે મારી સાથે ભણતા, તે દુનિઆદારીમાં પડતાં,
વિસરીજ ગયા સારૂં લખતાં, રે રાજેશ્રી૦ ૮
લખતા 'આવા' આવ્યા સાટે, વળતી 'જાણા' જાણ્યા માટે,
ઇત્યાદિક ભૂલે ઉચાટે, રે રાજેશ્રી૦ ૯
વાંચન લેખન આવડવાનો, નથિ મુખ્ય હેતુ એ ભણવાનો,
સમજણ સુવિવેક સુધરવાનો, રે રાજેશ્રી૦ ૧૦
છે મુખ્ય હેતુ મન શુદ્ધ થવા, નિષ્પક્ષપાતથી પારખવા,

સામાન્ય જ્ઞાન વળી બધવા, રે રાજેશ્રી૦ ૧૧
શિશુ વયમાં સાવ ન માર પડે, મન સાફ થાય વિદ્યાજ વડે,
પછિ સંગ પ્રમાણે રંગ ચડે, રે રાજેશ્રી૦ ૧૨
તમને જે જ્ઞાન થયું ભણતાં, તે લેશ માત્ર લાગે ગણતાં,
નહિ પૂર્ણ પ્રમાણે ઊઠિજતાં, રે રાજેશ્રી૦ ૧૩
ઈશ્વરની કુદરત અજબ તરે, નિત નિત નવું નવું શિખવાનું ખરે,
ફોકટ મન ફૂલી કાંતું ફરે ! રે રાજેશ્રી૦ ૧૪
બહુ આજ બને જે અર્ધ બળ્યા, તે તું જેવા વિદ્યાર્થિ ટળ્યા,
ફરિ ભ્રમનામાં ભોળવાઈ ભળ્યા, રે રાજેશ્રી૦ ૧૫
ભણવાનું તો ખરૂં નાનપણે, પણ કરવો અમલ યુવાન પણે,
નહિંતો મુંડાવાને શું ભણે ? રે રાજેશ્રી૦ ૧૬
બહુ સાત ચોપડી શીખેલા, ભૉય જોશિ ઘરે નિત હડશેલા,
માને ભુત પ્રેત બની ઘેલા, રે રાજેશ્રી૦ ૧૭
કહો એ ભણિ ગણિને શું ફાવ્યો ? શું સમજ્યો શું લાભજ લાવ્યો !
એ હીરો ઘોઘે જઈ આવ્યો ! રે રાજેશ્રી૦ ૧૮
એ વખતે તો હતું બાળપણું, તેથી સમજાતું ન્હોતું ઘણું,
અનુભવ બળિ ના'તો એક અણું, રે રાજેશ્રી૦ ૧૯
હોય હૈયું પાકું જોબનમાં, અનુભવ વળિ થાય જગત જનમાં,
સંદેહ મટે સઘળા મનમાં, રે રાજેશ્રી૦ ૨૦
માટે સમજ્યાની તે વયછે, બબ્બે ઘડિ અભ્યાસે જયછે,
ધંધો ભણવું સાથે દ્વયછે, રે રાજેશ્રી૦ ૨૧
તું ભણી ભલે ધાજે ધંધે, પણ આ સૌને દોર્યા અંધે,
તેમાં બંધાઇશ નહિ બંધે, રે રાજેશ્રી૦ ૨૨
સારા પાઠો તું વાંચ ફરી, પછિ તેપર ખૂબ વિચાર કરી,
તું આણ અમલમાં ધૈર્યધરી, રે રાજેશ્રી૦ ૨૩
પણ ચોપડિયો બાંધી મૂકી, થઈ જ્ઞાન કટાતાં મતિ ટૂંકી,

એ ચોટ ચતૂરાઇની ચૂકી, રે રાજેશ્રી૦ ૨૪
મરતાં સુધિ જ્ઞાન વધાર્યેજા, વળિ કાઢિ નાખ ભ્રમના ભેજા,
કહે વલ્લભ સારે કેડે જા, રે રાજેશ્રી૦ ૨૫-૧

## વાંચન વ્યસન.

વાંચો વાંચો, નિત બબ્બે ઘડિ વાંચો જ્ઞાન વધારવા.
નવરા બેશી, વ્યર્થ તડાકા મારો શું તક ગાળવા? ટેક૦
વાંચ્યાથી જ્ઞાન વધૂ વધશે, આસ્તે અંતરપટ ઊઘડશે,
અલ્લા બલ્લા સૌ દૂર થશે, વાંચો વાંચો૦ ૧
હથિઆર સતેજ સદા રેહેશે, બહુ અલક મલક વાતો કહેશે,
ઘરમાં બેઠા લ્હાવો લેશે, વાંચો વાંચો૦ ૨
ભણતી વખતે વય હતિ કાચી, સમજી ન શકે ખોટી સાચી,
વિદ્વાન થયા વાંચી વાંચી, વાંચો વાંચો૦ ૩
સોબત રાખો સદ્‌ગ્રંથ તણી, તો મેળવશોજ અમૂલ્ય મણી,
નિત ખુશબખ્તી રે'શે બમણી, વાંચો વાંચો૦ ૪
બહુ ભિન્ન ભિન્ન મત જાણ પડે, જોતો રસ્તો જેમાંથી જડે,
આવે દિવ્યાક્ષી એજ વડે, વાંચો વાંચો૦ ૫
વાંચનનું વ્યસન કરો વા'લા, કરજોડી કરૂં કાલાવાલા,
અમૃત ફળ શીદ ખુઓ ઠાલા? વાંચો વાંચો૦ ૬
એ અનુભવિ જ્ઞાન ખજાનોછે, પંડિતના ઘરનો છાનોછે,
મોટા મોટાએ માન્યોછે, વાંચો વાંચો૦ ૭
પંડિતે અમૃત પાત્ર ભર્યું, ભારે મે'નતથી ભેગું કર્યું,
ધરતીમાં તારે કાજ ધર્યું, વાંચો વાંચો૦ ૮
સંતોષ પમાડે છે સુખમાં, મન રાજી રાખે બહુ દુખમાં,
મીઠાશ અતી આવે મુખમાં, વાંચો વાંચો૦ ૯
સમજ્યાથી મનને શાંતિ વળે, વિંપત્તિ વિષે વિશ્રામ મળે,
દિલના દુખ દાયક વે'મ ટળે, વાંચો વાંચો૦ ૧૦

વાંચન બળ વધવાથી ફાવે, પછિ કદિયે કંટાળો નાવે,
જાણે રસના ઘુંટડા આવે, વાંચો વાંચો૦ ૧૧
નવરાશ પ્રવાસે વૃદ્ધપણે, માંદગિમાં સારવશે ન ક્ષણે,
ત્યારે સુખ સંગે ગ્રંથ તણે, વાંચોવાંચો૦ ૧૨
ચર્ચા ચાલે શું બધે હમણાં, કેવા મતછે વિદ્વાન તણા,
વાંચ્યે જાણ્યામાં રે' ન મણા, વાંચોવાંચો૦ ૧૩
સાચું ખોટું સૌ સમજાશે, નીતી ઊપર પ્રીતી થાશે,
અંતે પ્રભુ પદમાં પહોંચાશે, વાંચોવાંચો૦ ૧૪
શીખેલા નાનપણે અંતે, પણ વાંચન વ્યસન વિના અંતે,
બેવકૂફ બન્યા છે બહુ તંતે, વાંચોવાંચો૦ ૧૫
જે કંઈ ન ભણેલા બાળપણે, જોયેલિ નિશાળ ન એક ક્ષણે,
તે વાંચન વ્યસને બૂધ બને, વાંચોવાંચો૦ ૧૬
મહા બુદ્ધીવાન થયેલ ખરે, ભાષણ બહુશ્રૂત બન્યાથિ કરે,
એવા બહુ નિરખ્યાછે નજરે, વાંચોવાંચો૦ ૧૭
વીચાર ખુબી છે ખલક વિષે, તે સદ્ ગ્રંથે સાક્ષાત દિસે,
જન્મ્યો મિથ્યા જાણ્યું ન હશે, વાંચોવાંચો૦ ૧૮
બહુ માસિક પત્રો મંગાવો, સમજી કાઢો મહીંથી માવો,
વલ્લભ તો લઈ લેશે લ્હાવો, વાંચોવાંચો૦ ૧૯-૨

## મનનું બળ વધાર.

માયા મમતી, તન પોષણમાં આખો દિવસ ગુમાવતો.
પણ મન માટે, કાંઈ કર્યું નહિ કાળ ગુમાવ્યો સામટો. ટેક૦
ધંધામાં મચી રહ્યો રોજે, ઘેરી લીધો ફીકર ફોજે,
અંતે ચગદાઈ મુઓ બોજે, માયા મમતી૦ ૧
તુંજ હૈયું માંહિ સડેલું છે, તે પર બાંધેલું બેલું છે,
વળિ શીશ ધરેલું ધરેલું છે, માયા મમતી૦ ૨
તું હાયઓય કરિ હૈયામાં, વીંટાઈ રહ્યો સ્ત્રી છૈયાંમાં,

નહિ સજ્જ થયો સામૈયામાં, માયા મમતી૦ ૩
ખુબ ખાનપાન લઈ મોજ કરી, પણ મન શક્તિ ન વધારી જરી
કેવળ નાણામાં નજર ઠરી, માયા મમતી૦ ૪
ઔષધિ પાક પીંડ બહુ પુષ્ટ થયું, પણ કેવળ મનડું રાંક રહ્યું,
થાશે પસ્તાવો માન કહ્યું, માયા મમતી૦ ૫
લક્ષાધિપતી તું હો વારૂ, પણ મન તો દમડીનું તારૂં,
ત્યાં સૂધિ થશે નહિ સુખ સારૂં, માયા મમતી૦ ૬
તું પકડે ગરિબ તણી ગળકી, પણ આવવા દે જ્વરની ઝળકી,
પછિ જોજે ઝીણી દૃષ્ટિ થકી, માયા મમતી૦ ૭
દોલત દેખી છાતી છલકી, લક્ષ્મીથી વાત કરે લલકી,
પણ પઢી પંડિતમાં હલકી, માયા મમતી૦ ૮
તું માત્ર પેટનો ભાડૂતી, કરિ મિથ્યા તનની મજબૂતી,
શઠ! તારે શીશ ઘટે જૂતી, માયા મમતી૦ ૯
મન તારૂં ગધેડા જેવું છે, એને ઉકરડે રહેવું છે,
મર ચડિ બેઠો માળે ઊંચે, માયા મમતી૦ ૧૦
નથિ સુખ શાંતી સદ્જ્ઞાન વિના, મન કસતાં ફીકર થાય ફના,
તે વણ છે મોક્ષનિ ચોખ્ખિ મના, માયા મમતી૦ ૧૧
છે સેજ મુક્ત જો મન મોટું, લઘુતાથી તે પદમાં લોટું,
સંપદનું સાધન છે છોટું, માયા મમતી૦ ૧૨
સદ્ગ્રંથ અને સત્સંગ વિષે, દોરી જા મનને દીન નિશે,
ઊંડો ઉતરી જો સૂખ થશે, માયા મમતી૦ ૧૩
કદિ તું હો જંજાળી જાઓ, તો બેઘડિ વાંચી થા તાજો,
મન ખૂબ સુધારી રહે સાજો, માયા મમતી૦ ૧૪
મન મૂલ્યવાન બહુ તન કરતાં, બળિ ખાખ થશે તન મૃત્યુથતાં,
પણ મન સંગે રે'શે મરતાં, માયા મમતી૦ ૧૫
ઊપરથી ધર્મ કરે તું ભલે, મર માળા કંઠી બાંધ ગળે,

પણ મનનો તેથિ ન તાપ ટળે, માયા મમતી૦ ૧૬
એક તુમડીને જોડી લઇને, સૌ તીર્થ વિષે બોળી દઇને,
નવરાવી જાન્હવીમાં જઇને, માયા મમતી૦ ૧૭
પછિ પીવા તેમાં પાણિ ભર્યું, પણ પીતાં કડવું ઝેર ઠર્યું;
ગંગા ન્હાતાં નહિ કામ સર્યું, માયા મમતી૦ ૧૮
પણ માંહિ કાંકરા ખૂબ ભરી, ઘસિ સાફ કરો ખખડાવિ કરી,
તો રે'ન કદી કડવાશ જરી, માયા મમતી૦ ૧૯
કદિ પુણ્ય બળે તું સ્વર્ગ જશે, પણ સ્વર્ગનું સૂખ નહીં મળશે,
અંતર બહુ બળતું તારૂં હશે, માયા મમતી૦ ૨૦
માંદાને મેલો મ્હેલ વિષે, જ્યાં જાત જાતનાં સૂખ દિસે,
પણ તેને ઝેર સમાન થશે, માયા મમતી૦ ૨૧
ખુબ તેમ ખીલવો મન શક્તી, પણ મૂઢ કરો નહિ શુણિ જુક્તી,
સદ્જ્ઞાન થતાં સેજે મુક્તી, માયા મમતી૦ ૨૨
અવકાશ નથી તે સાચું નથી, નિત વખત ગુમાવે મફ્ત અતી,
પણ આળસુ એદી તારિ મતી, માયા મમતી૦ ૨૩
કરકામ રાત દિન તન રગડી, આરામ ન લેવો એક ઘડી,
એ કોઇથી બની શકે ન કદી, માયા મમતી૦ ૨૪
દાડી થોડી ફુરસદ લઇને, સદ્ગ્રંથે સત્સંગે રહિને,
થા વલ્લભ જ્ઞાની દિલ દઇને, માયા મમતી૦ ૨૫–૩

## સ્ત્રી કેળવણી વિષે.

સ્ત્રી કેળવણી, સુખદાયક સઘળી રીતે સંસારમાં.
પણ નથિ ફળતી, હમણાં તેનું કારણ વે'મ વિચારમાં. ટેક૦
સ્ત્રી શિક્ષક સઘળે હાલ નથી, તેથિ જાય ઉઠી ઝટ લઘુ વયથી
ભણતી બહુ બાળા બાળ મતી, સ્ત્રી કેળવણી૦ ૧
દશ વર્ષ સુધીજ ભણે કન્યા, સમજી ન શકે કંઈ ન્યા અન્યા,
કેમ રાખવિ સૌની આમન્યા, સ્ત્રી કેળવણી૦ ૨

તે સમય નથી સૂધરવાનો; બહુ કાચું કાળજું છે માનો,
એ અવસર તો છે રમવાનો; સ્ત્રી કેળવણી૦ ૩
તે વખતે નહિ દૃઢ અસર થશે; નહિ મજબુત છાપ દિલે પડશે,
વર્ષો વિતતાં ધોવાઈ જશે; સ્ત્રી કેળવણી૦ ૪
ત્યાં થાય વિવાની તૈયારી, વરને સોંપેછે શણગારી,
બાપડિને શિર બોજો ભારી, સ્ત્રી કેળવણી૦ ૫
છે મોટા મૂરખ માત પિતા, વળિ કંથ વિષે નહિ કૂશળતા,
ચડિ ખોટે કેડે ખાય ખતા, સ્ત્રી કેળવણી૦ ૬
ખાનકિ અભ્યાસ કરાવે નહિ, પંડે કરિ યત્ન પઢાવે નહિ,
કેળવણીના ફળ આવે નહિ, સ્ત્રી કેળવણી૦ ૭
ઘરે કામ કરાવે દિન આખો, નવરાશ મળે ન નજરે નાખો,
અભ્યાસ તણો શો અભ્રાખો? સ્ત્રી કેળવણી૦ ૮
પછિ ભણતર જાય બધું ભૂલી, પણ ફોકટ મનમાં રે' ફૂલી,
ગૂમાવે કેળવણી અમુલી, સ્ત્રી કેળવણી૦ ૯
ઉલટી બહુ બોલકિ થાય ખરે, સામું કહેતાં દિલમાં ન ડરે,
લઈ ઉંધો અર્થ વિવાદ કરે, સ્ત્રી કેળવણી૦ ૧૦
જ્યાં પ્રવિણ મતી નહિ પોતાની, ત્યાં વાત સાચિ ખોટી માની,
થઈ તોફાનીજ કરે હાની, સ્ત્રી કેળવણી૦ ૧૧
બિજિ વનિતા સંગે થઈ વે'મી, રહે જોશિ ભુવા ઊપર રેહેમી,
વસ્ત્રાભૂષણપર બહુ પ્રેમી, સ્ત્રી કેળવણી૦ ૧૨
થઈ જાય હઠીલું બહુ હૈયું. કદિ મુરખી માને નહિ કૈહ્યું,
વળિ જાળવિ જાણે નહિ છૈયું, સ્ત્રી કેળવણી૦ ૧૩
એ પણ બિજિયોમાં જેવિ બની, એનેય નડેછે રાહુશની,
કંઈ અસર નહીં અભ્યાસતણી, સ્ત્રી કેળવણી૦ ૧૪
જો પાઠ પ્રસૂતા વંચાવે, સઘળી શીખામણ સમજાવે,
અભ્યાસ કદી નહિ અળસાવે, સ્ત્રી કેળવણી૦ ૧૫

પછિ સોળ વરસની પરણાવે, વર પણ નિજ મરજી દર્શાવે,
બબ્બે ઘડિ દ્યો ભણવા બાવે, સ્ત્રી કેળવણી૦ ૧૬
તો સેંજે જન્મારો સુધરે, પછિ કેળવણીથી નહિ કુધરે,
થાય સ્નેહ શાંતિનો વાસ ધરે, સ્ત્રી કેળવણી૦ ૧૭
બાકી જે નિંદે કેળવણી, ટૂંકી બુદ્ધી છે તેહ તણી,
હું આપું હાથમાં બોલ ગણી, સ્ત્રી કેળવણી૦ ૧૮
છો નીશાળે ભણતી ભૂપા, એનો એવણ નથિ અન્ય ઉપા,
તું તજ હઠને કરિનેજ કૃપા, સ્ત્રી કેળવણી૦ ૧૯
પંડિત શું ચાંદુડિયાં પાડે? આગ્રહથી આવીને આડે,
શું ધાડ પડે વેળે દા'ડે? સ્ત્રી કેળવણી૦ ૨૦
જો માત પિતા સૌ સૂધરશે, તો પ્રેમે પુત્રીઓ પઢશે,
ત્યારે કેળવણીના લાભ થશે, સ્ત્રી કેળવણી૦ ૨૧
સાસરિયાં પીયરિયાં જ્યારે, ભણવાનિ ભલામણ દે ભારે,
મન માન્યાં ફળ મળશે ત્યારે, સ્ત્રી કેળવણી૦ ૨૨
કરવા દે તું અભ્યાસ પુરો, અધવચથી રાખેછે અધુરો,
તેથીજ સ્વાદ થઈ જાય તુરો, સ્ત્રી કેળવણી૦ ૨૩
ફેરવ ઝટ પરણાવાનિ મતી, લે તું પંડે મેહેનત બનતી,
આ વલ્લભદાસ વદે વિનતી, સ્ત્રી કેળવણી૦ ૨૪-૪

## અંગ્રેજી અભ્યાસ.

ધોરણ ચોથું, ભણિને અંગ્રેજીમાં દાખલ થાયછે.
ગુજરાતીનું, કાચ્ચું જ્ઞાન મળેલું પાછું જાયછે. ટેક.
આવ્યો એક સુરતી અભ્યાસી, શીખેલ સાત ચોપડી ખાસી,
પણ વાત કરતાં થઈ હાંસી, ધોરણ ચોથું૦ ૧
"આ કલમ ઘડી આપો મારૂં, આ બાગ નહારૂં કે સારૂં?
દિવ બેટ કિયાં આવ્યું વારૂ?" ધોરણ ચોથું૦ ૨
ભાષાનું જ્ઞાન ભલું ન મળે, અર્થો એને ઉતરે શું ગળે?

એના શું રાખ સંદેહ ટળે! ધોરણ ચોથું૦ ૩
છઠ્ઠી ચોપડિ શિખવા માંડી. ત્યાંથી તો ગુજરાતી રાંડી,
જે કામનિ તે છેકજ છાંડી, ધોરણ ચોથું૦ ૪
અંગ્રેજી ગુજરાતી વર્ગ વિષે, ભણતો અભ્યાસી એક હશે,
મેં પુછ્યું એને અભ્યાસ મિષે, ધોરણ ચોથું૦ ૫
તો કહે "બધિ બાબત ગુજરાતી, સાથે શનિવારે લેવાતી,
બાકી નિત વિદ્યા વીલાતી, ધોરણ ચોથું૦ ૬
એકવાર આઠ દિવસે લેશે, વળિ આઠ પાઠ ભેગા દેશે,"
એની સમજણ કેવી હ્રદય રહેશે! ધોરણ ચોથું૦ ૭
ઇન્સ્પેક્ટર યુરોપિયન આવે, ગુજરાતી ભાષા નહિ ભાવે,
એકલું અંગ્રેજી વંચાવે, ધોરણ ચોથું૦ ૮
તે બિજા પરીક્ષકને સોંપે, એ ઉપર ચોટિયું લે ચોંપે,
ના પાસ કરે ન કદી કોપે, ધોરણ ચોથું૦ ૯
એમ ગડબડ ઘાટ ઘણો ચાલે, માસ્તર એમાં નહિ મન ઘાલે,
ઉપરીને અનુસરિને હાલે, ધોરણ ચોથું૦ ૧૦
હોય પાસ મેટ્રિક્યુલેશનમાં, જેને ગુજરાતીની ન તમા,
પણ રીત ભાતમાં હોય ખમા*, ધોરણ ચોથું૦ ૧૧
ગુજરાતિ જાય આટા લુણમાં, વળિ ભણ્યા બધું બાળાપણમાં,
એથી વાટ ઉઠે છે ડા'પણમાં, ધોરણ ચોથું૦ ૧૨
શું પાઠ રચ્યાનો હેતુ હશે, તે એટલિ બાળક ઉમર વિષે,
મન માન્યો પાર નહીં પડશે. ધોરણ ચોથું૦ ૧૩
ઊંડે બે ત્રણ અંગ્રેજિ ભણી, પણ જાણે નહીં હિસાબ ગણી,
તેથી હાંસિ ઘણામાં થાય ઘણી, ધોરણ ચોથું૦ ૧૪
ફરિ જાય ગામડી નિશાળે, કાલેજ ખરી એ આ કાળે,
આ ચાલજ કેળવણી બાળે, ધોરણ ચોથું૦ ૧૫

---

*મીંડું, શુન.

ઝટપટ ભણી જાતાં એ બગડે, તે યોગ્ય વિના અમથા રગડે,
તેથિ આખર આવી પીડ પડે, ધોરણ ચોથું૦ ૧૬
નાની વય તે માટે નડતું, પછિ છેવટમાં ખમવું પડતું,
ઉપયોગિ જ્ઞાન નથિ આવડતું, ધોરણ ચોથું૦ ૧૭
પાંચમું છઠ્ઠું ધોરણ સારૂં, ઉપયોગી મન માન્યું મારૂં,
બ્હાદૂર બને ભણતર ન્યારૂં, ધોરણ ચોથું૦ ૧૮
જો કદિ પૂરણ અંગ્રેજિ ભણે, તોતો અડચણ તે સર્વ હણે,
પણં એ બગડેછે બાળપણે, ધોરણ ચોથું૦ ૧૯
છે પાસ કરાવ્યાનો હેતૂ, શાળા સાગરનો એ સેતૂ,
પછિ મર માને રાહૂ કેતૂ, ધોરણ ચોથું૦ ૨૦
આ વિનતી વલ્લભદાસ વદે, પરણામ કરી પંડીત પદે,
નિરખ્યું તે નહિ રાખ્યું પડદે, ધોરણ ચોથું૦ ૨૧-૫

## મેહેતાજીને શિખામણ.

ઓ મેહેતાજી! માન મર્તબો મોટો તારો માનજે.
પણ નવી પ્રજા, નવ સુધરી ભણતાં તો ધિકધિક જાણજે. ટેક૦
હાલ ધોરણમાં નિજ સ્વારથછે, તેથી તુંજ કામ જથારથ છે,
પણ આ મોટો પરમારથ છે, ઓ મેહેતાજી૦ ૧
બહુ પાસ કરાવા મન દીધું, બક્ષીશ બજેટ બહૂ લીધું,
તેમાં તેં અદકું શું કીધું? ઓ મેહેતાજી૦ ૨
કરનામ પ્રમાણે કામ સદા, અંગે આળસ નહિ આણ કદા,
કરજે તારી સૌ ફરજ અદા, ઓ મેહેતાજી૦ ૩
પે'લાં આવે તારી પાસે, અભ્યાસ કરેછે ઊલ્લાસે,
તું રંગ દર્શશ તેવા થાશે, ઓ મેહેતાજી૦ ૪
આળસ તજિ દે તું ઊંઘણશી, કર યત્ન અર્તાશે કમર કશી,
સંભાળ હમેશાં લે તું હશી, ઓ મેહેતાજી૦ ૫
કેળવવાને કાંડે ઝાલી, સોંપે છ તને લે સંભાળી,

સમજાવ ખરી વિદ્યા વા'લી, એ મેહેતાજી० ૬
સૌ બાળકછે તારે તાબે, કળ ફેરવી તું કુંચી દાબે,
બહાદૂર બને તો બહુ વાતે, એ મેહેતાજી० ૭
શું શું શીખવવું સાંભળજે, તું મમત મુકી મતમાં મળજે,
ભૂલ્યો હોય તો પાછો વળજે, એ મે'તાજી० ૮
આ કાળે જેજે વે'મ વસે, તેની તું તપાસ કરી અતિશે,
કર ખંડન તોજ ખરાબિ ખસે, એ મે'તાજી० ૯
ઘડિ ઘડિ મોંઢેથી વાત કરી, તાદૃશ ચિતાર ભલો ચિતરી,
કર બોધ બધા સંદેહ હરી, એ મે'તાજી० ૧૦
ખુલ્લું કર ભટનું ભોપાળું, સમજાવી જોશીનું જાળું,
ડાકણ પ્રેત મુખે તાળું, એ મે'તાજી० ૧૧
શીખવજે મરણ પરણ ધારા-વળિ ખૂબ ખગોળ તણા તારા,
ટૂંકામાં વે'મ કરો ન્યારા, એ મે'તાજી० ૧૨
કર નિર્મળ અંતરનો કાંટો, ઊખેળ તું અજ્ઞાની આંટો,
તો પછિ સેજે ચડશે પાટો, એ મે'તાજી० ૧૩
નહિં કાંટે કાંઈ ઘડો રાખે, તો ભ્રમનામાં કોઈ નહિ નાખે,
અડચણ નહિ આવે ભવ આખે, એ મે'તાજી० ૧૪
વંચાવ પાઠ ફરિ વિધવાનો, કહે બાળ લગ્નનાં નુકશાનો,
કૂલણજીમાં દ્વિજનાં દાનો, એ મે'તાજી० ૧૫
દર્શાવ તું દુખ દાયક દાડા, કન્યાને દુખ કુળના ખાડા,
નીંદીને નાત તણા વાડા, એ મે'તાજી० ૧૬
જાદૂને જૂઠું દેખાડી, સૌ મંત્ર તંત્ર ખોટાં પાડી,
મુક માતા મેલડીને કાઢી, એ મે'તાજી० ૧૭
શીખવ નીતીને નમ્ર પણું, દે જ્ઞાન ખરૂં જગદીશ તણું,
આંખેથી ભ્રમનું કાઢ કણું, એ મે'તાજી० ૧૮
એવી વાતો રોજ કર્યા કરવી, બહુ શોધિ કળાઓ નિત્ય નવી,

પૂછે તો ભ્રમનાને હરવી, ઓ મે'તાજી૦ ૧૯
જે વે'મ હરણ પાઠો આવે, તે ફરિ ફરિ વંચાવો ભાવે,
શીખામણ દેવી એ દાવે, ઓ મે'તાજી૦ ૨૦
બહુ અર્ધ બાળ્યા આકાળ બને, લજ્જાવેછે કેળવણીને,
તે સર્વે વાતે શરમ તને, ઓ મે'તાજી૦ ૨૧
શૂકન જન્મોત્તરિ જોશ જુએ, ભુત પ્રેત માનિને પ્રાણ ખુએ,
મિથ્યાત્વ જમે છે મનુષ મુએ, ઓ મે'તાજી૦ ૨૨
તુંજ શિષ્ય થાય જૂના જેવો, તો ઠપકો તુંજને શું દેવો?
ધિક્કાર તને કહેવા કેવા, ઓ મે'તાજી૦ ૨૩
કાંતો તારામાં નથિ શકતી, કાં આવડતી નથિ તે જુક્તી,
જેથી થઈ નહિ ઊંડી અસર અતી, ઓ મે'તાજી૦ ૨૪
તો તું પાસે મોકલવાનું, કારણ નથિ ચોપડિ ભણવાનું,
પણ કેવળ મન કેળવવાનું, ઓ મે'તાજી૦ ૨૫
વાંચન લેખન હીસાબ બધા, ગામઠિ મે'તાજી શીખવતા,
બ્યવહાર વિષે ખાતા ન ખતા, ઓ મે'તાજી૦ ૨૬
તારી પાસે તેટલું શિખવા, શિદ વખત ગુમાવે પાટકવા,
પણ આ આવેછે કુશળ થવા, ઓ મે'તાજી૦ ૨૭
છે કૈક મતી હિણ મે'તાજી, જોશિને પુછે તૃષ્ણા તજી,
રે રામ રામ! શઠ! મર લાજી, ઓ મે'તાજી૦ ૨૮
પંડે રાખે આખડિ બાધા, ત્યાં શિષ્ય સુધરવાના વાંધા,
સંધાય ન સે'જ પછી સાંધા, ઓ મે'તાજી૦ ૨૯
પંડે બેઘડિ અભ્યાસ કરો, લીલો રાખો નિજજ્ઞાન ઝરો,
કરિ બુદ્ધિ વધારો ખૂબ ખરો, ઓ મે'તાજી૦ ૩૦
નથિ ગરજ અમારે કાંઈ તારી, નથિ સાબાશી લેવા ધારી,
જોડિ કવિતા ખરૂં કહિશું દાડી, ઓ મે'તાજી૦ ૩૧
મિઠું મિઠું બોલી નથિ ચોપડવું, તેમ ગાળો દેને નથિ લડવું,

આ ઉપદેશી ઔષધ કડવું, ઓ મે'તાજી૦ ૩૨
આ વલ્લભદાસ વણીક વદે, ફોગટ ભૂલામાં ઊંચ પદે,
છે કામ કઠણ સરશે ન મદે, ઓ મે'તાજી૦ ૩૩-૯-૩૦



# प्रस्तावीक कविता.

## દેખાદેખી.

જો ગાડરની, ટોળી શિર નીચું કરિ ચાલી જાયછે!
એક કુવે પડે, પાછળ સર્વ તડોતડ ભુસ્કા ખાયછે!
કૂવે પડવાનું કારણ શું? પાછા શી રીતે નીકળશું?
જિવશું કે મુંઝાઈ મરશું? જો ગાડરની૦ ૧
કદિ એક અજાણપણાથિ પડ્યું, કે લપશી જઈ કાંઠેથિ દડ્યું,
હા અંદર તો પડતાંજ રડ્યું! જો ગાડરની૦ ૨
પડિને હું શીદ મરૂં ત્યારે? એવું અંતર નહિ વીચારે,
પણ એતો સર્વ પડે હારે. જો ગાડરની૦ ૩
સન્યાશિ એક સરિતા કાંઠે-કળશે જાવાને ઊચાટે,
નિજ પાત્ર વધારાનું દાટે, જો ગાડરની૦ ૪
ચાંપે ચાલ્યો તુમડીજ ભરી, પણ દાટિ કમંડળ ઢગલી કરી,
તે જોયું કોઈએ પાછું ફરી, જો ગાડરની૦ ૫
શું કરવા કરિ વેકર ઢગલી, તે સમજ્યા વિના વિચાર્યું વળી,
કળશે જાતાં એ ક્રિયા ભલી, જો ગાડરની૦ ૬
તેથિ ઢગલી કરિ તેને પડખે, તે ચાલ્યો કળશે તેજ તકે,
"સ્વર્ગે જાતાં રહિ જાઉં રખે!" જો ગાડરની૦ ૭
સઘળાએ એવું અવલોકી, ઢગલી કરવા માંડી નોખી,
બહુ આસ પાસ પૃથ્વી રોકી, જો ગાડરની૦ ૮
પાછો ત્યાં આવ્યો સન્યાશી, જોઈ અંતરમાં થઈ ઊદાશી,

"રે મૂર્ખ ઘણી ઢગલી આશી!" જો ગાડરની૦ ૯
નવ જડ્યું કમંડળ દાટેલું, જોઈ તે જન કર્મ તદન ઘેલું,
આવું ઉચ્ચર્યો રોષે છેલ્લું, જો ગાડરની૦ ૧૦
रे गतानुगतिको जनमात्रम्. पार्मार्थिक कस्यमनोऽनात्रम्
.मम धुलि पुंजेन गतं पात्रम्.* જો ગાડરની૦ ૧૧
જન મૂર્ખ પ્રવાહજ ગાડરિયો, છે દેખાદેખીનો દરિયો,
જેમ ઉપરા ઊપર લોઢ રહ્યો, જો ગાડરની૦ ૧૨
"જો પુત્ર ફલાણે પરણાવ્યો, ઘરમાં નાનકડી વહુ લાવ્યો,
એવા ન આપણો દિન આવ્યો, જો ગાડરની૦ ૧૩
ફૂલેકું ચડાવી લ્હાવ લાધો, દારૂમાં દેવતા મૂકિ દીધો!
આપણે એવા ભભકો ન કિધો! જો ગાડરની૦ ૧૪
નિજ નાત વિષે કીધું લાણું, ખાંતે ખરચીને ખુબ નાણું,
એવું ન ફરિ ફરિ આવે ટાણું! જો ગાડરની૦ ૧૫
ફરિ પે'રી પટોળું પંગતમાં, બેઠી બહુ ભમિ રથ રંગતમાં,
મહાલી સાહેલી સંગતમાં, જો ગાડરની૦ ૧૬
મન મેન લિવો લ્હાવો એવો," હઠિલીને હઠ ગાડર જેવો,
સમજે નહિ પેદાગરૂ કેવો, જો ગાડરની૦ ૧૭
એમ દાડિ વવેછ વરા દા'ડા, પછિ થાય ખુવાર જતાં દહાડા,
કારણ વણ ખૂબ ખરચ આડા, જો ગાડરની૦ ૧૮
જેથી જૂદી બહુ નાત પડી, ઝટ પડે તડાં અન્યોન્ય લડી,
વલ્લભદાસે આ અરજ ઘડી, જો ગાડરની૦ ૧૯-૧

## શ્રીમંતોને શિખામણ.

ઓ શ્રીમંતો! સદ મારગમાં વિત્ત તમારૂં વાપરો.
ઢોંગા ધડબા-ને ખવરાવી ધંધામાં હાની **કરો. ટેક૦

*અરે! મનુષ માત્ર દેખાદેખી કરવાવાળા છે. અહીં કોઇનું મન પારમારથિક નથી, મારૂં પાત્ર ધુળના ઢગલાથી ગયું! **કરોછો.

બહુ બ્રાહ્મણ બાવા લંગોટા, અંગે માતા મજબુત મોટા,
ખાવા માટે કેવળ ખોટા, એ શ્રીમંતો૦ ૧
એ ખાય હમેશ હરામ તણું, એથીજ વધ્યું બહુ એદિપણું,
નક્કીજ થયું નુકસાન ઘણું, એ શ્રીમંતો૦ ૨
એ એના બાપ તણો ધંધો! બાંધી મૂક્યો છ બધો બંધો,
એવું મનથી માને અંધો, એ શ્રીમંતો૦ ૩
જો કર પગ શરિર સલામત છે,નિજ ઉદ્યમ માટે આંગતછે,
પણ લાલચુને ભિખની લતછે, એ શ્રીમંતો૦ ૪
જેને તેને માંડ્યું દેવા, જોયા નહિ જે કપટી કેવા,
એથીજ વધ્યા છે બહુ એવા, એ શ્રીમંતો૦ ૫
કોઈ ચપટી ચપટી માગેછે, કોઈ જોગેશ્વર થઈ જાગે છે,
ઉપરથી તરૂણી ત્યાગેછે, એ શ્રીમંતો૦ ૬
આવે આલેક! કહી સાંજે, કોઈ જમના મૈયા કહી ગાજે,
શું ગણું ઘણા એવા આજે, એ શ્રીમંતો૦ ૭
આંકેલા સાંઢ સમાન થયા, નિત ખાઈ હરામનું ખાઈ ગયા,
દિન રાત નિરૂદ્યમિ તેથિ રહ્યા, એ શ્રીમંતો૦ ૮
જો કાંઈ જજમાનની કસુર થશે, તો એવાં કટુ વચનો વદશે,
જાણે બાપનિ થાપણ મૂકિ હશે! એ શ્રીમંતો૦ ૯
પ્રતિ ગામે માગણના ઢગલા, માગેછે ટેલ કરી ડગલા,
વંમીને વળગી વ્યર્થ બલા, એ શ્રીમંતો૦ ૧૦
આ દેશ દશા દિવસે દિવસે, એથી પડતી થઇછે અતિશે,
એવી આજ્ઞા નથિ આપિ ઇશે, એ શ્રીમંતો૦ ૧૧
જો થોડા જન ધંધો કરશે, તો બાકિ બધા ભૂખે મરશે,
રે! ધર્મ કરંતાં ધાડ થશે, એ શ્રીમંતો૦ ૧૨
હરિનો હુકમ ઉદ્યોગ વિષે, તે આજ્ઞા જો તુંથી ટળશે,
તો ઉલટો એનો કોપ થશે, એ શ્રીમંતો૦ ૧૩

કહેશે ક્રોધે શિક્ષા આપી, "જન આળસુ કેમ કર્યા પાપી,"
એ ફળ પામે સૌ અઘાપી, ઓ શ્રીમંતો૦ ૧૪
એ ઢાંગા જન દુઃખ દાયકછે, લોભી લુચ્ચાના નાયકછે,
મસ્તાન મજૂરી લાયકછે, ઓ શ્રીમંતો૦ ૧૫
તન રોગિ લુલાં અંધાં આંખે, બાળક જે માત પિતા પાખે,
નીરાશ્રિત વિધવા ભવ આખે, ઓ શ્રીમંતો૦ ૧૬
જો દેવામાં જાુક્તી કરશો, આખા ભવનું સંકટ હરશો,
બહુ કોટિ કોટિ કલ્યાણ થશે, ઓ શ્રીમંતો૦ ૧૭
જો એની આંતરડી ઠરશે, આશીષ વચન એ ઉચ્ચરશે,
તો સેજે સ્વર્ગે સંચરશો, ઓ શ્રીમંતો૦ ૧૮
એ વચન મારૂં એકલાનું નથી, ગીતામાં વાંચ તું મારિ વતી,
બદૃજ ભમાવિ તમારિ મતી, ઓ શ્રીમંતો૦ ૧૯
ઔષધ શાળા નીશાળ કરો, વળિ ધર્મશાળમાં ધૈર્ય ધરો,
કેવળ દુખિયાનાં દુઃખ હરો, ઓ શ્રીમંતો૦ ૨૦
નિજ નાત જાતમાં સંપ વધે, નહિ નિર્ધનને જન કોઈ જધે,
એવા ધારા બાંધોજ બધે, ઓ શ્રીમંતો૦ ૨૧
કૌશલ્ય કળામાં વૃદ્ધિ કરો, શોધો ધન ખરચિ ઉપાય ખરો,
નિજ દેશોન્નતિમાં હામ ધરો, ઓ શ્રીમંતો૦ ૨૨
ઊગી નાકળશે એ નાણું, એ જન પરઉપકારી જાણું,
છો પછિ આવે જમનું આણું, ઓ શ્રીમંતો૦ ૨૩
બહુ ધનવાનો આ દેશ તણા, ઉલટા નુકસાન કરેછ ઘણાં,
ગરિબાઈ વધારે છે ન મણા, ઓ શ્રીમંતો૦ ૨૪
જ્યાં થાય પ્રજાની બહુ પડતી, તે રાજા પણ અપરાધિ અતી,
શિદ બંધ કરે નહિ એવિ ગતી, ઓ શ્રીમંતો૦ ૨૫
પારશિ પરઉપકારી સાચા, નાણું ખરચ્યામાં નહિ કાચા,
આ વલ્લભદાસ વદે વાચા, ઓ શ્રીમંતો૦ ૨૬–૨

## બ્રાહ્મણોને બોધ.

બ્રાહ્મણ ભટ્ટા! નિત લાડૂનું ગાડું હવે નહિ ચાલશે.
ભિક્ષા વૃત્તી, ભુંડામાં ભુંડી ગણિ ધંધો જાણજે. ટેક૦
તું માગી ખાય ચપટી ચપટી, તને લાજ નથી પડતાંજ લટી,
તારૂં ડહાપણ રાખ બધું દપટી, બ્રાહ્મણ ભટ્ટા૦ ૧
મર મોત બનેલું બહુ ખોટું, પણ તું ન ગણે મોટું છોટું,
તારૂં તો ચિત લાડૂમાં ચોંટ્યું, બ્રાહ્મણ ભટ્ટા૦ ૨
તું લોહિ કોળિયા મૂખ ભરે, નહિ અંતકાળ લાડૂથી ડરે,
તને કેમ શિખામણ અસર કરે? બ્રાહ્મણ ભટ્ટા૦ ૩
તન તારૂં હરામ થયેલું છે, વળિ મન વિદ્યા વણ મેલુંછે,
તને સમજાવ્યાનું ન સે'લુંછે, બ્રાહ્મણ ભટ્ટા૦ ૪
તુંજ દાઢ ગળ્યામાં સળકીછે, તેથી તેમાં પ્રિત વળગીછે,
પણ નીતીથી એ અળગીછે, બ્રાહ્મણ ભટ્ટા૦ ૫
બહુ દિન સૂતી ખાધું પીધું, કહિ "સ્વસ્તિ પ્રસન" સીધું લીધું,
હવે બસ કર બહુ સારૂં કીધું, બ્રાહ્મણ ભટ્ટા૦ ૬
તને હાથ પગો પ્રભુએ આપ્યા, નથિ ભાગિ પડ્યા નથિરે કાપ્યા,
નથિ મોટા કરિ તમને થાપ્યા, બ્રાહ્મણ ભટ્ટા૦ ૭
નથિ લાભ તને પણ ભિક્ષાથી, શ્રીમંત ન કોઈ થયો આથી,
ગરિબાઈ સદા થઇછે સાથી, બ્રાહ્મણ ભટ્ટા૦ ૮
ચંડાળ તણો ધંધો સારો, પણ તેથી ભુંડો છે તારો,
ઉપદેશ વિચારી જો મારો, બ્રાહ્મણ ભટ્ટા૦ ૯
બહુ પ્રજા વધી પડિ વિપ્રતણી, સૌએ ગ્રહિ ગુરૂપદની કરણી,
એથી અડચણ એમાં આવિ ઘણી, બ્રાહ્મણ ભટ્ટા૦ ૧૦
જુજં જજમાનો ને ગોર ઘણા, પણ ઉદ્યમ ન કરે સર્વ જણા,
તેથી રંક પણામાં રહિ ન મણા, બ્રાહ્મણ ભટ્ટા૦ ૧૧
મહારાજ પડ્યું છે નામ હવે, તે કેવળ બ્રાહ્મણ મૂર્ખ થવે,

જાણે આવ્યા અવતાર નવે, બ્રાહ્મણ ભદ્રા૦ ૧૨
વિદ્યાછે તારી કુળ દેવી, તે સમય પ્રમાણે તું સેવી,
મેળવ પછી પંડિત જેવી, બ્રાહ્મણ ભદ્રા૦ ૧૩
તું પૂર્વજને જો સંભારી, ઋષિવર વિદ્વાન હતા ભારી,
મર! મૂઢ પેટ પાળી મારી, બ્રાહ્મણ ભદ્રા૦ ૧૪
તેં નામ બોળ્યું બ્રાહ્મણ કેરૂં, તું થયો કાંકરો મટિ મેરૂ,
કીધા આળસ ભ્રમને મેરૂ, બ્રાહ્મણ ભદ્રા૦ ૧૫
બ્રહ્મતત્ત્વ તણો તું તજ ફાંકો, બળિ મરતો થા ભણિને બાંકો,
નહિ વલ્લભ વાળ થશે વાંકો, બ્રાહ્મણ ભદ્રા૦ ૧૬-૩

## જૂઠું બોલવા વિષે.

આ કળિકાળે, જૂઠું બહુ બોલેછે માણસ મેદની.
પણ મૂઢ મતી! 'સત્યમેવ *જયતે'છે વાણી વેદની. ટેક૦
ખોટી વાણીનો ભેદ નથી, સર્વત્ર થયુંછે સોંજ અતી,
ઉલટી કપટોની છે ફિરતી, આ કળિકાળે૦ ૧
સતવાદિ હરિશ્ચંદ્રાદિ હતા, વળિ રામ યુધીષ્ઠિર સત વદતા,
ત્યારેજ હતી સતયુગ સતા, આ કળિકાળે૦ ૨
રે! ઋષિ મુનિ કેવા સતવાદી, શું આર્ય પ્રજાની કરૂં યાદી?
જેણે સત્ય સાથ કરિ હતા સાદી, આ કળિકાળે૦ ૩
બહુ જૂઠી વાણી પાપ ગણી, બન્યિ વિધિયો પ્રાયશ્ચીત તણી,
હું વારિજાઉં વિધ વિધ વરણી, આ કળિકાળે૦ ૪
પણ એથી ઉલટું આજ દિસે,હરિહરિ! અપશોચ કરૂં અતિશે,
રાવણનું શું બિજું રાજ હશે? આ કળિકાળે૦ ૫
આજેતો સૌ એકલપેટા, સો જોજન સત્ય થકી છેટા,
હારી હજુ બેઠા નથિ હેઠા, આ કળિકાળે૦ ૬
જૂઠાનો અપજશ નથિ જનમાં, જુજ હોય તોય નડરે મનમાં,

*સાચુંજ જીતેછે.

પ્રાયશ્ચિત પીડા નથિ તનમાં, આ કળિકાળે૦ ૭
શ્રીમંત બની બેઠા હાટે, જે હિંચકે હિંડોળાખાટે,
સમ ખાય એક પૈસા માટે, આ કળિકાળે૦ ૮
બહુ ખોટું બોલે ચોવટિયા, હુશિયાર ગણાયછે ખટપટિયા,
નૃપ હોઉં તો ઝુંટિ નાખું ઝટિયાં! આ કળિકાળે૦ ૯
ચોમાસે શાસ્તર શ્રવણ કરે, પણ ઊનાળે આચરણ ફરે,
તે પોથીનાં રીંગણાંજ ખરે, આ કળિકાળે૦ ૧૦
ગૌમૂખીમાં હાથજ ઘાલી, બેઠો ભગભક્ત સદા ખાલી,
પણ મનપર સત્તા નહિ ચાલી, આ કળિકાળે૦ ૧૧
સત્યજ સૌ ધર્મ તણો પાયો, નહિતો ફોકટ ગંગા નાહ્યો,
ડૂબ્યો દુનિયામાં થઈ ડાહ્યો, આ કળિકાળે૦ ૧૨
જો સત્યાચરણે સૌ ચાલે, તો સ્વર્ગ સૂખ માણસ મહાલે,
કળજુગ પણ જાય ઉડી કાલે, આ કળિકાળે૦ ૧૩
પછિ કલેશ કુસંપ રહે શાને? કોરટને કોણ કહો માને?
ઘરબાર બંધ પછિ શે બહાને? આ કળિકાળે૦ ૧૪
જૂઠે કદિ સુખ લે દ્રવ્ય તાણું, પણ ચાર દિવસનું ચાંદરણું,
મરતાં મન પસ્તાઇશ ઘણું, આ કળિકાળે૦ ૧૫
કહેવાણિ સતી જ્યાંની જુવતી, ત્યાંના મર્દ પણ તજિ ફિરતી!
આ વલ્લભદાસ વદે વિનતી, આ કળિકાળે૦ ૧૬-૪

**અસત્ય.**

જૂઠું જૂઠું, જૂઠું ખાવું પીવું જૂઠું ચાલવું!
અવધી અવધી! જૂઠું મેળવવું જર જૂઠું મ્હાલવું! ટેક૦
વ્યવહાર વિશેષ બગાડ્યો છે, નીતીને ન્યાય નસાડ્યોછે,
એ સાર છેવટે કાઢ્યોછે, જૂઠું જૂઠું૦ ૧
વિશ્વાસ જરાય નથી જનમાં, કુડકપટ ભર્યું માણસ મનમાં,
છાંટા ઊડ્યા છે સજ્જનમાં, જૂઠું જૂઠું૦ ૨

જો શડાડેજ અસત્ય કહી, તો તે પો'ચેલ ગણાય સહી,
રે! લેશ સત્યનો અંશ નહીં, જૂઠું જૂઠું૦ ૩
જૂઠુંજ સહજ વાતે બોલે, બહાદૂરિ બડાઈ બહુ ખોલે,
મનમાં મગરૂબ બની ડોલે, જૂઠું જૂઠું૦ ૪
સદ્વિદ્યા વણ બુદ્ધી બગડી, તેમાં નિર્ધનતા ખૂબ નડી,
વળિ આવી ઊંધી સમજ પડીઃ— જૂઠું જૂઠું૦ ૫
'વેપાર વિષેજ અસત્ય વિના, ચાલે નહિ મૂડી થાય ફના!
માટે એમાં નહિ એનિ મના!' જૂઠું જૂઠું૦ ૬
સૌ વેપારી એવું સમજે, સોગન ખાતાં નિજ સત્ય તજે,'
કેવળ લક્ષ્મીનું ભજન ભજે, જૂઠું જૂઠું૦ ૭
જૂઠિ સાક્ષી પૂરે કોરટમાં, ગભરાય ન સમ ખાતાં ઘટમાં,
ઉલટી વૃદ્ધી થઈ ખટપટમાં, જૂઠું જૂઠું૦ ૮
થાય સાક્ષી બે પૈસા સારૂ, છતે તો સૌ બોલે સારૂં!
હું કેટલું વર્ણન કરૂં વારૂ? જૂઠું જૂઠું૦ ૯
ઉલટી તેમાં ચતુરાઈ ગણે, પ્રભુના હૂકમ હંમેશ હણે,
પણ પાપી ધીરજથી ન ધુણે, જૂઠું જૂઠું૦ ૧૦
સો હાથ છેટું છે ઈશ્વરથી, તે ટેવ તને પડિ છે ઘરેથી,
પણ યાદ રાખ નભવાનું નથી, જૂઠું જૂઠું૦ ૧૧
હમણાં તું મદોન્મત્ત કર મસ્તી, અંતે ન કૃતી રેશે અસ્તી,
ધર્મસ્ય મુલં સત્યં અસ્તી,'* જૂઠું જૂઠું૦ ૧૨
વે'વારની જૂઠી ઝાળ કરી, જાઝા એવા એ વાત ખરી,
સજ્જનને શિર પીડા ઉતરી, જૂઠું જૂઠું૦ ૧૩
રહેવાથી એવા જન સંગે, સાચાને બહુ અડચણ અંગે,
આવક થોડી ઊલટ ભંગે, જૂઠું જૂઠું૦ ૧૪
દેખીતી ઉન્નતિ નાશ થશે, પણ બહુ દિન એવું નહિ નભશે,

*ધર્મનું મુળ સત્ય છે.

અંતે નકિ એનું ફળ મળશે, જૂઠું જૂઠું૦ ૧૫
માટે એ સજ્જન સુધરેલા, થા પાસ પરિક્ષાની વેળા,
છે વલ્લભના શબ્દો છેલ્લા, જૂઠું જૂઠું૦ ૧૬-૫

## કાયરતા.

દુખિયાં દેખી, દિલમાં દાઝિ દયાળુ શિખામણ ઉચ્ચરે.
સ્વારથ છે નહિ, સમજો નીકર પડો બધા બાપેશરે! ટેક.
સમજ્યા વણ થાય મુરખ સામા, નીંદાજ કરે નરને બામા,
ઉપદેશ ઉડી જાયે વામાં, દુખિયાં દેખી૦ ૧
એ વે'મ કેવું વિતાડ્યું છે, ભંગાણ સુધારે પાડ્યું છે,
નીતીનું સૈન્ય નસાડ્યું છે, દુખિયાં દેખી૦ ૨
હિંમતવાનોને હંફાવ્યા, અગ્રેસરને પણ અટકાવ્યા,
ફરિ ફરિ ઊઠ્યા ત્યારે ફાવ્યા, દુખિયાં દેખી૦ ૩
કાયર કરિ નાખ્યા કોવિદને, પણ શઠ ઝાલી બેઠા જિદને,
તે સમજાવ્યા સમજે શિદને? દુખિયાં દેખી૦ ૪
હમણાં સુધરેલા દેશ વિષે, સન્માન સુધારકને અતિશે,
સૌ શીશ નમાવે દીન નિશે, દુખિયાં દેખી૦ ૫
એને મોટો વીર પુરૂષ માને, ને કરે નામના બહુ બહાને,
મેળાપે મંગળ અનુમાને, દુખિયાં દેખી૦ ૬
પણ દેશ હિતેચ્છુ હાલ અહીં, મૂરખજનમાં અપમાન સહી,
મરતાં સુધિ પામ્યા શાંતિ નહીં, દુખિયાં દેખી૦ ૭
પરદુખ ભંજન બંધવ બેલી, ઘરબાર તણી માયા મેલી,
તેને મારિ વંદના સૌ પેલી, દુખિયાં દેખી૦ ૮
એમાં ધન લાભ લગાર નથી, ઉલટું લાગેછે માઠું અતી,
પણ કેમ રહે કરૂણાળુ મતી? દુખિયાં દેખી૦ ૯
કહેનારા જન તો જાય કહી, પણ સૌને ભોગવવાનું સહી,
નિર્વિર્ય નાર નર નીર નહીં! દુખિયાં દેખી૦ ૧૦

ભોળાં નવું ભાળી શિર ભડકો? શાને હૃદયે રાખો ફડકો?
ચંભી જઈ ઉરમાં શું થડકો? દુખિયાં દેખી૦ ૧૧
હમણાં તો નવું લાગે અડવું, પણ પાછળ પડશે નહિ રડવું,
વે'વારનિ વાતે છે વઢવું, દુખિયાં દેખી૦ ૧૨
આજ કાલ ચાલ જે નાત વિષે, તે કોઈ દિવસપણ નવિન હશે,
માટે કાં અટકો એજ મિષે, દુખિયાં દેખી૦ ૧૩
પહોંચોને પરમાનંદ પદે, બહુ કાળ હવે નહિ આમ ગદે,
આ વિનતી વલ્લભદાસ વદે, દુખિયાં દેખી૦ ૧૪-૬

## નાતના શેઠને શિખામણ.

કાં શેઠ હવે, હાલ સમજવું કે હેરાન થવું હજી?
આ દીન દશા, જોઇ ધરાઈ રહ્યા કે નહિ તંતો તજી? ટેક૦
નિત નાત વિષે ટંટાજ પડે, અન્યોન્ય કુસંપ વધારિ લડે,
થાય તડાં તડોતડ એજ વડે, કાં શેઠ હવે૦ ૧
બહુ થાય ફજેતી ઘરઘરની, વહુ પુત્રી હોય પરસ્પરની,
એસ કમબખ્તી વહુ વરની, કાં શેઠ હવે૦ ૨
એક બીજા પાણિ હરામ કરે, પછિ પાછળ આંખે આંસુ ભરે,
મમતી મમતે મુંઝાઈ મરે, કાં શેઠ હવે૦ ૩
કરિ બેઠા બહુ નાના વાડા, હાથે કરિ દેખે દુખ દહાડા,
ખોદ્યા કેવળ હાની ખાડા, કાં શેઠ હવે૦ ૪
બહુ રીતો બગડી આ ટાણે, ગાંડાઈ ઘણી આણે ગાણે,
કોળી નાળી જેવા જાણે, કાં શેઠ હવે૦ ૫
પ્રાચિન જે રીત પવિત્ર હતી, મતલબ જાણ્યાવણ બગડી મતી
વળિ વીતી એને મુદત અતી, કાં શેઠ હવે૦ ૬
પણ હાલ લિસોટા માત્ર રહ્યા, પણ ઉલટા બંધન રૂપ થયા,
ઉપજે એમાંથી કેલ કયા, કાં શેઠ હવે૦ ૭
ભોજન વ્યવહાર ખરો ભાણે, પણ પુત્રી પરણી નવ આણે,

એનું કોઈ કારણ નહિ જાણે, કાં શેઠ હવે૦ ૮
છે શાસ્ત્રે ન્નાતી ચાર ખરી, તેમાંથિ હજારો હાલ કરી,
સંસારી સોઈ રહી ન જરી, કાં શેઠ હવે૦ ૯
જાણી કજિયાનું મોં કાળું, કંકાસ મુખે મારી તાળું,
રૂઝાવો અર્વાચિન આળું, કાં શેઠ હવે૦ ૧૦
તું કાઢ બધાં કારણ શોધી, કોઈ કહેતો થઇશ નહીં ક્રોધી,
ઉઠ અલ્પ હવે રહિ છે ઓધી, કાં શેઠ હવે૦ ૧૧
કોઈ વે'મ મટે નહિ મન જ્યારે, શાણાની સાક્ષ તું લે ત્યારેં,
પંડિતને પૂછી જો પ્યારે, કાં શેઠ હવે૦ ૧૨
તું નાત તરફ જો નજર કરી, જ્યાં નિત્ય વરે દિકરા દિકરી,
છે ભુંડા હાલ હમેશ હરી! કાં શેઠ હવે૦ ૧૩
બંધનને વે'મનિ વળગિ બલા, નથિ સંપ સૂખપણ ક્લેશ કળા,
ભાળી ન શકું ભગવાન ભલા! કાં શેઠ હવે૦ ૧૪
ગઈ કરો હવે શેઠો શાણા, દોડવશો પાજિપણે પાણા—
કે કરશો કદિ થાબડ ભાણા, કાં શેઠ હવે૦ ૧૫
તો વૃદ્ધપણે ગાંડા કહેશે, બડબડશો તે મુખમાં રેહેશે,
બહુ શ્રાપ પ્રજા પાછળ દેશે. કાં શેઠ હવે૦ ૧૬
છો બાળકના કટ્ટા વેરી, હા! ઘરમાં ડંક દીધો ઝેરી,
નાતજ તે નગરી અંધેરી, કાં શેઠ હવે૦ ૧૭
હવે નાત પ્રવાહ ન ગંગાનો—પણ ધગધગતો જિવ જાવાનો,
જાણે જ્વાળામુખિ વ્હાવાનો, કાં શેઠ હવે૦ ૧૮
વાર્યા રેહો તો વાતજ સારી, પછિ હાર્યા રેહેશો ઝખ મારી,
નહિ મોભ ચડે નેવાં વારી, કાં શેઠ હવે૦ ૧૯
શું દુરાગ્રહીને દર્શાવું, શાણા! સમશામાં સમજાવું,
હું ચતુર પુરૂષને ચેતાવું, કાં શેઠ હવે૦ ૨૦
નહીં માનો તો અંતે હાની, છે ન્યારી વાત જમાનાની,

જુદિ નાતો થશે સુધારાની, કાં શેઠ હવે૦ ૨૧
પશુપાળ દયાળુ મહાજન છો, પણ બાળ હત્યારા ઘાતક છો,
જુઠું તદન હવે તે નામ પિછો, કાં શેઠ હવે૦ ૨૨
છે વજ્ર જેવું નિર્દય હૈયું, નરમેધ કરો હોમી છૈયું,
કાઢ્યું સંકટનું સરવૈયું, કાં શેઠ હવે૦ ૨૩
કૂવે કામનિયો કૈંક પડે, ઘરખુણે બિચારા બાળ રડે,
તે પાપ તમારે શીર ચડે, કાં શેઠ હવે૦ ૨૪
છે પાપ પ્રજાનું રાજાને, તેમ નાતનું શેઠ શિરે માને,
નહિ બંદોબસ્ત કરે શાને? કાં શેઠ હવે૦ ૨૫
કર મે'નત તારાથી બનતી, મનમાં ન લગાડિશ માઠું રતી,
એમ્મદજી માફ હું બાળમતી, કાં શેઠ હવે૦ ૨૬
વલ્લભની આખર એ અરજી, સુખિયાં થાશો સુધર્યાથિ હજી,
પછિ જેમ તમારી રે મરજી, કાં શેઠ હવે૦ ૨૭—૭

## બે દરકાર ઉપર ચીડ.

શું કાન નથી? કેમ નથી સાંભળતા સમજી સાનમાં?
કહિ કહિ થાક્યા, તોપણ જાણ્યે પોક મુકી જઈ રાનમાં! ટેક.
મુખ શંખ વગાડયે શબ્દ થયો, બ્હેરો કહે "તારો બાપ જુઓ-
હાડકાં કરડીને આમ મુઓ!" શું કાન નથી? ૧
ચાલે હઠથી અવળી રાહે, જાણિને સુધરવા ના ચાહે,
કહે "તમ બકતા હમ સુનતા હૈ!" શું કાન નથી? ૨
સૂધારાને કહે કૂધારો, સામાં બાંધ્યાં છે હથિઆરો,
દ્યો પંક્તી બહાર તણો ડારો, શું કાન નથી? ૩
પોતે પોતાનું કરે ભુંડું, ભરિ રાખ્યું ક્રોધ તણું કુંડું,
કોઈ જોતું નથી ઉતરી ઉંડું, શું કાન નથી? ૪
પુછિયે તો સંશય કાપે નહિ, પ્રતિઉત્તર સામો આપે નહિ,
સાચું ખોટું મન માપે નહિ, શું કાન નથી? ૫

જે બોલે તેનિ સમાધાની, પણ આતો જન રોંચાં રાની,
હાથે કરિને વેરે હાની, શું કાન નથી? ૬
ઊ હુંનું ઓસડ કાંઈ નથી, જોયું મેં મનમાં ખૂબ મથી,
વૈદોની પણ મુંઝાય મતી! શું કાન નથી? ૭
કહો ઉપમામાં કહેવા કેવા, ઊંઘણશી કુંભકરણ જેવા,
હઠિલાને એજ પડ્યા હેવા, શું કાન નથી? ૮
જાગો જાગો ઝટપટ જાગો, શિદ ભ્રમનાથી ભડકી ભાગો,
પછિ તો શું લૂટાશે નાગો? શું કાન નથી? ૯
નિત નિત બહુ નાણું નાસેછે, ધીમે ધનવાનો ઘાસેછે,
પરિણામ ભયંકર ભાસેછે, શું કાન નથી! ૧૦
વાગે છ સુધારાના ડંકા, સેનાપતિયો બહાદુર બંકા,
શાણા તું શીદ કરે શંકા? શું કાન નથી? ૧૧
ધમ ધમ ધમ પડઘમ વાગેછે, જોદ્ધા શરિરે શુર જાગેછે!
ભ્રમ સેના ભુરરરર ભાગેછે, શું કાન નથી? ૧૨
"નુકસાન હશે એને થાશે, બંદા તો ઘી ખિચડી ખાશે!"
પણ સત્યાનાશ જરૂર જાશે, શું કાન નથી? ૧૩
જો નહિ માનો મારી શિક્ષા, તો પછિ લેવી પડશે દિક્ષા,
નહિ પેટ ભરી શકશે ભિક્ષા, શું કાન નથી? ૧૪
સૌ સંપતિ સેજે નાશ થશે, ભરજોબનમાં મર્દો મરશે,
થોડાં વર્ષેજ હવે બનશે! શું કાન નથી? ૧૫
થઈ જશે વૈતિયાંજંન બધા, સ્ત્રી સાતનિ જણશે બાળ જદા,
વિશ વર્ષનિ રહેશે આવરદા, શું કાન નથી? ૧૬
ભુખ્ખ વડકાં થાતાં ભયભારી, થશે મહિંને મહિં મારામારી,
પછિ નૈજ ગયાં વળશે વારી, શું કાન નથી? ૧૭
નામર્દ ઉપર નૃપ જુલમ કરે, કંકાસ કુસંપ દરેક ઘરે,
અજ્ઞાનથિ આંખે આંસુ ભરે, શું કાન નથી? ૧૮

લાગે કંગાળે કેક કર્યા! કાં દુર્ભાગ્યે નિજ દિવસ ફર્યા,
નહિતો આ આગ્રહ શીદ ધર્યા, શું કાન નથી? ૧૯
છે બાળ ભણેલ છુપી સેના, ઘાલ્યો ઝઘડો ઘરમાં જેના,
પણ કાન ઉઘડતા નથિ એના, શું કાન નથી? ૨૦
બાપા હું પાય પડું ઊઠો, આગ્રહ છે આપ તણો જૂઠો,
સમજ્યા વણ ફોકટ શિદ રૂઠો, શું કાન નથી? ૨૧
મારો ન કુહાડો નિજ પગમાં, સૌ પોતે પોતાની વગમાં—
સુધરી જશ લ્હાવો લ્યો જગમાં, શું કાન નથી? ૨૨
બહુ શૂરા બાબૂ બંગાળી, દક્ષિણિયે પણ બુદ્ધિશાળી,
ત્યાં પડે સુધારાની તાળી, શું કાન નથી? ૨૩
સૌની પાછળછો ગુજરાતી, આળસુ ભોળી ભડકણ છાતી,
અબળા આગળ બહુ ઉધમાતી, શું કાન નથી? ૨૪
દુખ દેખી ફોકટ શીદ રૂવો? કારણ શોધી સંદેહ ખુઓ,
વલ્લભની વાત વિચારિ જુઓ, શું કાન નથી? ૨૫-૮-૩૮

**इतिश्री सुबोध चिंतामणी काव्ये आधुनीक भरत खंडी आर्यभ्रम खंडन ग्रंथे प्रथम विभागः समाप्तः॥**



# सुबोध चिंतामणी.

## भाग २ जो.

( અંતકાળે સગું નહિ કોઇનું રે. એ રાગની ગરબીઓ )

### વેહેમનો ઉપસંહાર.

સરકારે શીળી કબજે કરીરે, માને બળિયા કાકાને તોય;
હશે આવાં મૂરખ કોઈ માનવીરે? ટેક૦
આજ ટાઢું જમે શીળી સાતમેરે, ભલે માંદાં મરે સૌ કોય. હશે૦
ભટે જોડી કાઢેલી કાણિયોરે, કેવળ ધૂતી ખાવાને કાજ; હશે૦
ખરી તેને માનીને મૂરખીરે, તેદી ચૂલો સળગાવે નાજ. હશે૦
અંતર્જામી પણું નથી નાગનેરે, જાણે પાછળ પૂજાને કેમ? હશે૦
પ્રાણ કરડી હરેછે કેકનારે, તેને પાયે પડે ધરિ પ્રેમ. હશે૦
પાણિઆરે કંકૂના લીટા કરીરે, નાગ પાંચમે પૂજે ઘેર ઘેર; હશે૦
ભોળાં ભૂખે મરેછે ભાવથીરે, એકટાણું કરિ ખાયછે કુલેર. હશે૦
કેક રાંડે જોશીની જૂવતીરે, બળ્યાં એનાં ઘણાં ઘરબાર; હશે૦
તોય છતી આંખે થઈ આંધળારે, પુછે જોશીને ભવિષ્ય પ્રકાર. હશે૦
ઘણા ગૃહો ગગનમાં દેખિયેરે, જડ જાતી જમિન તે હોય; હશે૦
અહીં આવીને તે કેમ પીડશેરે? જપ શાંતી કરાવે તોય. હશે૦
ઇશ એકજ ત્રિકાળ જાણનારછે રે, કાલ થાશે શું જાણે તેજ. હશે૦
તોય પ્રશ્નોત્તરી જન્મોત્તરીરે, વર્ષફળ કરાવે છેજ, હશે૦
તેમાં કહ્યા પ્રમાણે થતું નથીરે, તોય રાખે ભરોંસો ભાવ; હશે૦
અનુમાને એકાદ ખરૂં પડ્યુંરે, તેને સંભારી રાખે સદાય. હશે૦
જડ ચૈતન્ય ગુણ સરખા નથીરે, નથી થાતું એવું અનુમાન; હશે૦
તોયએકાદશાદિ સરાવિને, પિતૃ માટે દ્યે દ્વીજને દાન. હશે૦

જેજે વસ્તૂ આપે અહિં વિપ્રનેરે, તે તે પ્હોંચે પિતૃની પાસ. હરિ૦
કેવળ ઓહિયાં કરવાનો કાયદોરે, ઘડી કાઢ્યો કરવા પેદાશ. હરિ૦
નથી પત્તો લાગ્યો જેની પ્હોંચનોરે, નથી આવ્યો સંદેશો એક! હરિ૦
જાઠું ભાસે વિવેકે વિચારતાંરે, વે'મિ ક્રિયા કરે જે હરેક. હરિ૦
કર્યું હાથે સો સાથે સાંપડેરે, બાકિ પાછળ બને તે ફોક; હરિ૦
એવું જાણ્યાછતાં હસવા જેવિરે, લાખ ક્રિયા કરેછે લોક. હરિ૦
ઑારા વારાના દીવસો આવતાંરે, મૂર્ખ ન્હાવા નવાણે જાય; હરિ૦
પાય પાણી પૂર્વજને પીપળેરે, બોરડીને બાવળ પૂજાય. હરિ૦
કળશામાં નાખી તલ કાંગનેરે, સાત સાત ફેરા જળ પાય; હરિ૦
પિયે અરિયાંપરિયાં પ્રેત રૂપમાંરે, વણ પાયે તરશાં રહિ જાય! હરિ૦
ટોળે ટોળાં ભોળાં નરનારનાંરે, મળે મોટો કોળાહળ થાય; હરિ૦
અડધાયો! પડધાયો! એ રિતેરે, શબ્દ ચારે દિશે સંભળાય. હરિ૦
અવગતિયાં ગણે હાથે કરીરે, બાપદાદા પામ્યા જે મર્ણ; હરિ૦
પ્રેત કેવી રીતે પાણી પિયેરે! કહ્યું પૂછ્યું ધરે નહિ કર્ણ. હરિ૦
વિપ્ર બેસે પથારી પાથરીરે, દ્રવ્ય દાણાનું લેછે દાન; હરિ૦
બાપડાંને બગાડ્યાં બ્રાહ્મણેરે, પેટ કાજે કર્યું નુકસાન. હરિ૦
અધરણીમાં અબળાને પીડતાંરે, વે'મ વાધ્યે રહી નહિ રે'મ; હરિ૦
નાર ભારેરોગીને ભરાવતાંરે, શૂભ પગલાં આણીને પ્રેમ. હરિ૦
ઘરણીનો ઘેરો થઈ ઘીંઘવેરે, ગરદીમાં ગોરી ગભરાય; હરિ૦
ઓશટો કે મૂર્છાના રોગનોરે, ઘણી વેળા અકસ્માત થાય. હરિ૦
હોય ઉંડો હારદ એમાં કદીરે, તોય તત્વ તપાસે નાજ; હરિ૦
દુખ વેઠે ભયંકર ભામનીરે, મને તેથી દિલે થઈ દાઝ. હરિ૦
કદી શુકન મુરત સાચાં નથીરે, સારા નરસા સરખા સૌવારે; હરિ૦
તોય જુએ શુકન જન સામટારે, વખત વૃથા ગુમાવે ગમાર. હરિ૦
બહૂ માને માતાની માનતારે, મર ધારેલું કામ ન થાય; હરિ૦
મનુષ માંદાં વે'મે મરી જાયછેરે, તોય નકરે ઓસડના ઉપાય. હરિ૦

ચોરે ખોદી કાઢ્યાં ચક્ષુ જુઓરે, ગયો ભાગી ભવાનિનો જોસ! હશે૦
મરે ભૂખે તેઆં કરી તેહનાંરે, વળી એક ટાણું અણગોસ. હશે૦
નવરાત્રીમાં કેટલાક કૂડિયારે, કરી ઘરમાં કાળીનું થાપંન; હશે૦
બ્હાર નવે દીવસ નવ નીસરેરે, દુઃખ વેઠે વિવિધ તનમંન. હશે૦
કરે કાળી ચૌદશના આપવારે, કરે નાકડાં ને દીવડાં નિવેદ; હશે૦.
ભોગ દેવા ભવાની માતનેરે, મૂક્યા વિસારી પ્રાચિન વેદ. હશે૦
બાળ માંદું પડે કે પ્રેમદારે, થયું માને ચોઘડિયાં ફેર; હશે૦
કિંવા લાગી નજર ચોટ કોઈનીરે, નજર બાંધે ભિતર ભાવભેર. હશે૦
બહૂ વહેમી વનીતા વાંઝણીરે, જાય જોગી જતીની પાસ; હશે૦
માગે કાલાવાલા કરી દીકરોરે, દુષ્ટ ભ્રષ્ટ કરે દઈ આશ. હશે૦
વે'મ ઘણા ઘણા એ વીગરેરે, જેથી કે'ણી ગાંડી ગુજરાત; હશે૦
વલ્લભદાસ વણીકની વીનતીરે, કદી કે'તાં ખૂટે નહિ વાત. હશે૦

## ભોળાંમાં પાખંડી પૂજાય.

શીર જટા વધારી જોગટારે, વેશ કાઢી બને અવધૂત;
ભોળાં પૂજે પાખંડિને પ્રેમથીરે. ટેક.
સાથ રાખે ચેલા બે ચારનેરે, લઠ્ઠ કાયા મહા મજબૂત. ભોળાં૦
અંગ આખે વિભૂતી ચોળિનેરે, તપ માંડે જુએ સૌ તેમ; ભોળાં૦
હોય આંખો રાતી બહુ રાખથીરે, કરી આવે આડંબર એમ. ભો૦
આંખ ઊંચી કરી નિરખે નહીંરે, મૂખ 'ચલબે રંડી' એ વેણ; ભો૦
ગુરૂ બેઠા સમાધીમાં સદારે, કહે ચેલા બીજાને કે'ણ. ભોળાં૦
ગામવચ્ચે અખેડો ગોઠવ્યોરે, દૂધ પિયે કેવળ એકવાર; ભોળાં૦
વાત ભીતરની જાણે રામજીરે, પણ આવી નમે નરનાર. ભોળાં૦
વસ્ત્ર ભગવાં પે'રી બ્રહ્મચારિયોરે, કહે સૌને નમો નારાણ; ભોળાં૦
મિઠું બોલી મિઠાઈ મળવરે, પણ અંતે નિકળે પોલાણ. ભોળાં૦
વળી સાધૂ વિરાગી શેવડારે, મોણ ઘાલી વધારે વાત; ભોળાં૦
કરી દ્યે છે દોરાને ચીઠ્ઠિયોરે, વનીતામાં બની વિખ્યાત. ભોળાં૦

પેટ કાજે કેવળ એ વેડિયારે, કેમ આપે નીતી ઉપદેશ; ભોળાં૦
વાત સાચી સંતાડી રાખતારે, બોલે સૌને લાગે જે બેશ.ભોળાં૦
વે'મ વૃદ્ધી કરેછે ઊલટારે, નથી પૂરૂં પોતાને જ્ઞાન; ભોળાં૦
જ્યુવતીમાં અનીતિ જાળ પાથરેરે, દેવા માંડે પુત્રોનું દાન.ભોળાં૦
સાથ સ્ત્રીનો મળેલો સામટોરે, રહે પાસે બેઠી દિનરાત; ભોળાં૦
ઘેલી આશા બધાના ઉરમાંરે, ગણે પંડે પ્રભૂ સાક્ષાત. ભોળાં૦
દ્રવ્ય કોઈ ઇચ્છે કોઈ દીકરોરે, વશ કરવા કોઇને કંથ; ભોળાં૦
રોગ' કાયા વિષે વળિ કોઇનરે, જડી બુદ્ધિથી આણવા અંત.ભો૦
એક બાવી આ ગામમાંરે, કર્યો ઘેલો સ્ત્રિયોનો સમાજ; ભોળાં૦
દઈ દીધા ઘણીને દીકરારે! નામ માતા પડ્યું ન ઘલાજ!ભો૦
વાત કે'તી ઓલ્યા અવતારનીરે, એવું માન્યું ત્રિકાળી જ્ઞાન!ભો૦
અરે આવાં અજ્ઞાની માણસોરે, ખોટું કે'તાં ધરે નહિ કાન!ભો૦
કરે વાતો પરતાની પ્રેમદારે, એક બીજીને બોળવે એમ; ભોળાં૦
"વાહ! માતા મુખે કેવું તેજછેરે! આવિ મોટી જટા હોય કેમ! ભો૦
થાય મોટો ઢગલો ત્યાં ભેટનોરે, નવી વસ્તુ આવેછે અપાર; ભોળાં૦
વર સાથે વઢીને લાવતીરે, છાનો છપનો ભરે ભંડાર. ભોળાં૦
વૃદ્ધ રાંડી રાંડા દરણું દળીરે, જઈ મૂકે પતીંગો ત્યાંય; ભોળાં૦
દયા આવે વિચારી દીનતારે, નથી થાતું કલ્યાણજ કાંય.ભોળાં૦
જરે જાય્યે જમાડે બ્રાહ્મણોરે, વદે ભૂખે તેઓ વાહવાહ;ભોળાં૦
એનું પરતાથી અન્ન નથી ખૂટતુંરે,ગપ મારે એવો ઉત્સાહ.ભોળાં૦
જૂઠું કે'હતાં નાસ્તીક કહિ નીંદશેરે, તોય હિંમત હારી કેમ જાઉં!ભો૦
વૈશ્યજાતી વલ્લભદાસ વાનવેરે, હુંતો સાચા હરીગુણ ગાઉં.ભોળાં૦

## જ્યાં લોભિયાં હોય ત્યાં ધૂતારા ભૂખે મરે નહીં.

**કેક તાબે કરવાને કંથનેરે, મંત્ર માની કરાવે પાઠ; •**
**લોભિજનમાં ધુતારા ભુખે નવ મરેરે. ટેક.**
**વનીતાનો વિશ્વાસ વધારવારે, ધૂપ દીપે કરે ઠાઠ માઠ. લોભી૦**

કૈક ઘાટ ઘડાવવા શોકનોરે, ઉચ્ચરાવે ઉંધાં અનુષ્ઠાન; લોભી૦
સોય દોરા મંત્રાવિ દગા કરેરે, કરે નાણું નીતી કુરબાન. લોભી૦
દ્રવ્ય લઇને દિયેછે દીકરોરે, ભોમવાર કરાવે કાક; લોભી૦
હાય ચાલાકીથી મન મેળવીરે, પછી પાછળ મૂકાવે પોક.લોભી૦
નહીં લાગે નજરચોટ કોઇનીરે, દોરો મંત્રી આપે તે માટ;લોભી૦
હાથે બાંધે માદળિયું હેમનુંરે, હરે ઊંધી રીતે ઊચાટ. લોભી૦
પછી ફાવે ખોવાતાં ફંદનુંરે, ધૂધકારી ધૂણે દીન રાત; લોભી૦
ત્યારે ઘરનાં બધાંથી પુજાયછેરે, ઠગ બોલે વધારી વાત.લોભી૦
ઘણા લક્ષ્મી મળવાની લાલચેરે, સોમવારે જમે એકવાર!લોભી૦
વળી રૂદ્રી કરાવે રૂદ્રનીરે, ભટ્ટ હાંડી ભરે ન વિચાર. લોભી૦
કૈક શોધ્યા કરેછે કીમિયોરે, ત્યાં ઠગની ફાવે તદબીર; લોભી૦
લેવિ લક્ષ્મી હમેશ હરામનીરે, ખોઈ ઉલટી દિલે દિલગીર.લોભી૦
સર્વ સૃષ્ટી નીયમથી ઊલટોરે, પાર ઇચ્છા પડે નહિ એક;લોભી૦
વાત વિચારી વલ્લભદાસનીરે, ભણો વિદ્યા ભલી સવિવેક.લોભી૦

## પૈસો જે માર્ગે આવ્યો તે માર્ગે જાય.

## દુધના દુધમાં ને પાણીના પાણીમાં.

ખોટે કેડે ખરચેછે વિત્તનેરે, વાવે ખારા ખરાબા માંય;
જાય પૈસો પાપીનો પાપ મારગેરે. ટેક.
અંતે ઉંધાં એનાં ફળ ઊપજેરે, અસર એની બધાને થાય.જાય૦
અગ્નીકુંડે ઘણું ઘી હોમિયુંરે, યજ્ઞ નામે નાણું લુટી લીધ; જાય૦
બાળી નાખી બનાવી રાખનેરે,બધો ભેળો ભમરો ભુંશિદીધ!જાય૦
દ્રવ્ય લીધું કવરાવી, કંથનેરે, ધર્યું જઇને જગતની પાસ; જાય૦
હૈયાફૂટી હેપે હરખાઈ ગઇરે, મળી મુક્તી માન્યો ઉલ્હાસ.જાય૦
ઉધરાવે ધર્માદો અન્યથારે, ગરિબગુરબાં દેખે નહિ દાન;જાય૦
મહાજનો સોંપેછે મંદિરેરે, ખળ ખાઈ મચે મસ્તાન. જાય૦
વિપ્ર નાતો જમાડે વેંમથીરે, આપે એદીને ઉત્તેજન; જાય૦

શીર બોજો બધાને થઈ પડેરે, એજ માટે કવિનું કથંન. જાય૦
કામ કરવા લાયક કાયા દિસેરે, તોય તેવા કરે ન ઉદ્યોગ;જાય૦
દાન એવું અધર્મી એ થકીરે, દેશ રીદ્ધી જવાનો રોગ. જાય૦
દાન એવાં અને એવા શ્રેઠિયારે,દેશ પડતીનું કારણ એક; જાય૦
કહું તેથી તે કેડો પાપનોરે, નથી નહિનો તેવો તે છેક. જાય૦
કાંતો ખડકે પાણાનો ધડીંઅલોરે, દ્રવ્ય દેરે જોસે જાહેર; જાય૦
ઠગે કાંતો ઠગારા ઠોળિયારે, જાય જોશી ભુવાને ઘેર. જાય૦
વાવં કૂવા નિશાળ ધર્માલયોરે, દવાખાના દરેદીને કાજ; જાય૦
ગ્રંથ ગરવા ગુંથાવવા કામનારે, જડે જેથી ઉદયના સાજ.જાય૦
ઊપયોગી હુન્નરને આણવારે, હિંમતીને ઇનામ અપાય; જાય૦
વદે વલ્લભ ક્યાંથી એ ભાગ્યમાંરે,એવાં સારાં કામે ખરચાય?જાય૦

## આપ એવું જગત્.

ગોળ ટોપરૂં રાંકને, મળ્યું છતાં બહુ રોળ;
તેણે જાણ્યું રોજ નૃપ, ખાય ટોપરૂં ગોળ. } દલપતરામ.

દુખ માટે માનેછે માનતારે, થાય જાણે ધારેલું કામ;
લોભિ લોકે કર્યા દેવ લાંચિયારે. ટેક.
ગયો નાસી વિવેક મતિ મુંઢથીરે,તેથી તેવું સુઝેછે તમામ.લોભિ૦
રોજ રાખે બાધાને આખડીરે,કોઈ વસ્તુ કાંતો નવ ખાય;લોભિ૦
લાંચ દેવા ધારેલી દિધા વિનારે, ગણી માથે દેવું મુંઝાય. લોભિ૦
સારૂં થાવાને કારણે થાયછેરે, કહે ત્યારે બાધાનો પ્રતાપ; લોભિ૦
થાય માઠું તો માનતાનો વાંક નહિરે,શુણી આવું ન થાય સંતાપ? લો૦
કરે કોઇ અરજ હનુમાનનેરે, "શત રૂપૈઆ જો આપીશ; લોભિ૦
તોજ સિંદુરને તેલ એક પાઇનુંરે, ચોંપ રાખી ચડાવી જૈશ!"લો૦
કહે ત્યારે કોપી હનૂમાનજીરે. "હશે રૂપૈઆ સો મુજપાસ;લોભિ૦
તેલ કોઠી તોડું લઈ તેમનીરે, માંહિ ડુબકાં મારિશ દિનરાત!"લો૦
કહે બીજો "હે હનુમાન બાપજીરે, મને કન્યા પરણાવે તુંજ;"લો૦

ત્યારે આપ્યો ઉત્તર "મર મૂરખારે,રહું શાને કુંવારો હું જા!"લોભિ૦
રોગ પીડે પોતાની ચૂકથીરે, લાંચ લઇને શું ફેરવે નીમ? લોભિ૦
દુઃખ બીજાં પીડે જે દીલમાંરે,હોય એના ઉપાય અસીમ.લોભિ૦
પ્રભુ પૂરો દયાળુ દીલનોરે, પણ ન કરે કદિ અન્યાય; લોભિ૦
પડી મૂકો તે માટે માનતારે, કરો ઓસડ વેસડ ઉપાય. લોભિ૦
મન ઇચ્છા અનુચિત વીસરોરે,જુઓ સૃષ્ટી નિયમ તેમાટ;લોભિ૦
વદી સાચું વલ્લભદાસ વીનવેરે, તજો ખોટા ખ્યાલે ઉચાટ.લોભિ૦

## ભિખારીની વૃદ્ધી.

ટોપી પેર્યે ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ;
બાવો બાવો સૌ કરેને, સૂખે ભરે પેટ.

ભરતખંડે ભિખારી હાલ બહુ વધ્યારે, જેણે દેશ કર્યા પાયમાલ;
ભરતખંડે ભિખારિ હાલ બહુ વધ્યારે. ટેક.
જતી જોગી અતીત ગોંસાઈજીરે,સાધુબાવા ગોબા બળવાન;ભ૦
બ્રહ્મચારી સન્યાસી બ્રાહ્મણેરે, કર્યું ખાઈ એદાન મેદાન. ભર૦
લાખ લાગા લોકોમાં લેવાયછેરે, થાય ઉંધો એનો ઉપયોગ;ભર૦
બન્યા એથી જનો બહુ આળસૂરે,એવા દાને ટાળ્યો ઉદ્યોગ.ભર૦
ગામેગામ ગણાય નહિ એટલારે, ટોળાંબંધ મચ્યાં મસ્તાન;ભર૦
એદી જાઝા ઉદ્યોગીજનથીરે, ગોર જાઝા થોડા જજમાન. ભર૦
ચપટી ચપટી માગ્યામાં માનછેરે,લોટ માગી ખાતાં નથિલાજ;ભ૦
ગણે ધંધો પોતાના કૂળનોરે, 'મૂકો' કે'તાં જતો રે' મિજાજ.ભર૦
કૈક ટેલ નાખેછે ટેલિયારે, કૈક કાઢે કંકૂ નાળિએર; ભર૦
કૈક વાંચે બનીને વ્યાસજીરે, ધાણું એમાં અંતે અંધેર. ભર૦
કૈક ધૂતે ધુતારા ઢોંગથીરે, હાથ જોઈ કહેછે કર્મ; ભર૦
એમ અટકી આબાદી દેશનીરે, જન જાણે ન ઉંડો મર્મ. ભર૦
જેવા જોઇએ તેવો નિરાધારનેરે,નથી મળતો એક્કે આધાર;ભ૦
ધીંગા ધડબા ખુંચી લઈ ખાયછેરે,જાય પૈસો તૂટે રોજગાર.ભ૦

ધાક દઈને ધર્માદો મેળવેરે, ધૂળધાણી કરે ધનવાન; ભર૦
રાંક પાસે પરાણે માગતારે, તોય આપે નહીં નૃપ ધ્યાન. ભર૦
ધર્મશાળા ખોડાં ઢોર કારણેરે, પણ ખોડાં મનુષને માટ— ભર૦
ધામ એકે ન લેવા આશરોરે, ખાન પાન સાથે સૌ ઘાટ. ભર૦
દાન દેવાની સૂધરેલ દેશમાંરે, રીત જૂદા પ્રકારનિ જેમ; ભર૦
રીત રાખે તેવો જો દેશિયોરે, તોજ પામે પ્રભૂનો પ્રેમ. ભર૦
જાય તૂટી ધધો એ ધર્મર્થીરે, વધે એદી સંખ્યા ચોપાસ; ભર૦
કરો બંધી વળગે વેપારનેરે, વદે વિનંતી વલ્લભદાસ. ભર૦

## અશક્તિમાન ભવેત્સાધુ.

વશ રાખી શક્યા નહીં વીનતારે, હદ મેલી વધાર્યું વા'લ;
જોગિ કહ્યા શત્રૂ જન જાતનારે. ટેક.
પછી ખાતાં જૂવતિનાં જૂતિયારે, ભાન ભૂલી બન્યા બેહાલ.જો૦
શોક થાતાં છાંડ્યો સંસારનેરે, કરી નિંદા નઠારિ અધીક; જોગિ૦
કાંતો ભૂખે મર્યાને કારણેરે,ભીખ માગી લાગી મન ઠીક.જોગિ૦
મન તાબે થયું નહિ તોરમાંરે, જોગ લિધો જૂવાની માંય;જોગિ૦
સેજ સૃષ્ટી નીયમને તોડિયોરે, તોય તેનો તોડ્યો કેમ જાય?જોગિ૦
નિત્ય પાસે રહેછે નારિયોરે, ભોળવીને કરેછે ભ્રષ્ટ; જોગિ૦
વીનતામાં વધાર્યા વે'મનેરે, શ્રમ થોડે જે થાય ન નષ્ટ. જોગિ૦
ઈશ ઈચ્છા વિરૂદ્ધ જે વારતારે,એથિ સૃષ્ટી નિયમ ભંગ થાય,જોગિ૦
ત્યારે ત્યાગે પ્રભૂ કેમ રીઝશેરે, રૂણ સૃષ્ટીનું શીર રહિ જાય.જોગિ૦
ખોદે ઉંદરને બોરીંગ ભોગવેરે,આર્ય માથે બોજોછે એજ;જોગિ૦
ઘણા ઉપદેશકો નથિ કામનારે,હોય હદમાં તો સારૂં છેજ.જોગિ૦
કૂદરતને નમૂનો ન દઈ ગયારે, કર્યા કુકર્મ તાણી તંત; જોગિ૦
કર્યું ખોરૂં વૃથા ખૂબ ખાઇનેરે,એનિ સાથે આવ્યો એનો અંત.જોગિ૦
ખાન પાને બંધાણું પીંડ આરે, ઘટે દેવું પાછું પ્રતિઅંગ;જોગિ૦
નિકર વસ્તૂ બગાડી બાગનારે, કરી જગદીશ સાથે જંગ.જોગિ૦

વધ્યા જૂઠા જોગી આ દેશમાંરે, હાની કર્તા કરે ઊપદેશ; જોગિ૦
પડ્યું કહેવું કડવું એ કારણેરે, નથી દીલ નીકર દુઃખદેશ.જોગિ૦
પ્રભૂ સેવા રહી સંસારમાંરે, સુનીતિથી તરવું છે સેહેલ; જોગિ૦
નથી મૂક્યા મિથ્યા મનોભાવનેરે, શીદ મારે ફાંફાં કરી ફેલ.જોગિ૦

**વસ્ત્ર સાથે વેર ! તોજ પ્રભુની મેહેર ?**

જોગટાની જમાતો આવર્તારે, અંગ દિસે ન લૂગડું એક;
રહી નાગા નિંદે છે નાથનેરે. ટેક.
ડીલ આખું દીગંબર દીપતુંરે, ધીક ધીક ઊંધી એ ટેક. રહી૦
હોય એવી ઇચ્છા જો ઇશ્વરીરે, કેમ ત્યારે ઉગેજ કપાસ. રહી૦
પાપ શેનું અંચળને ઓઢતાંરે, નહીં પે'ર્યે શેનો સન્યાસ? રહી૦
એબ ઢાંકયાની ઇચ્છા ઇશ્વરીરે, ખાસ દીસે કર્યાથિ તપાસ;રહી૦
છાલ પાને ઢાંકે જંત જંગલીરે, આતો પ્રભૂ વિરૂદ્ધ પ્રયાસ.રહી૦
પડે આવો પ્રચાર શીત દેશમાંરે,થોડિવારે સે'જે બંધ થાય;રહી૦
જખ્ખ મારી મૂકી દેવા પડેરે, નિકર ટાઢે તૂરત મરિજાય. રહી૦
ગામ વચ્ચે ફરે તે નાગડારે, ઘણી એથી બેઅદબી થાય;રહી૦
બધ રાખી શકે શું બાઇલારે, બાઇડીઓ તેની કને જાય.રહી૦
કોઈ ભુંડું બોલે સ્ત્રી શુણતાંરે, ત્યારે તેને કરડવા ધાય; રહી૦
હશે ભુંડા શંરે શું શીંગડાંરે ? એજ ભુંડાથી ભુંડું ગણાય. રહી૦
કોઈ એવા લ્હેરી પણ લોકછેરે, ઘેર તેડી આણે ઉલટાજ;રહી૦
પછી પાયે પડે ત્યાં પ્રેમથીરે, સૂત સ્ત્રિયાદી સર્વ સમાજ. રહી૦
હોય શૂરા યુરોપિઅન જો કદીરે, અને આવી બેઅદબી જોય.ર૦
ઠેર કરી નાખે ત્યાંજ તેમનેરે, ફરી એવું કરે નહિ કોય. રહી૦

**બાર હાથનો ફરે ત્યારે બકવા ચાલે.**

ચોરે ચૌટે ચંડાળ ચોકડી મળીરે, કરે નિંદા નકામી નિત્ય;
ધંધો ખુટતાં વધી ખૂબ ખોદણીરે. ટેક.
કોઈ સ્ત્રીની કે કોઇના કંથનારે, થાય વાતો એવી અઘટીત. ધં૦

વળી કોઇના ઘરની હલકાઈનારે, ગપ મારી મોહું મલકાય; ધંધો૦
તેર ત્રણના કરે કુટીલાઇથીરે, કરી હાંસી હૈયે હરખાય. ધંધો૦
ગણે કોઇની મુડી અદેખાઇથીરે, છિદ્ર શોધે છાનાં દીનનીશ; ધં૦
સાને પોતાની જેવા બનાવવારે, કરે કોટી પ્રકાર કોશીશ. ધંધો૦
પાડે કોઇના ચાળા ચતુરાઇથીરે, કોઇની ચાલી બતાવે ચાલ. ધં૦
કરે કાળ ક્રમણ એ રીતથારે, શુણી સામાને ઊપજે સાલ. ધંધો૦
નથી સાર રહ્યો રોજગારમારે, નથી જાવા વિદેશમાં જોમ; ધંધો૦
દેશી કારીગરી ડૂબી ગઈરે, તેથિ મારે તડાકા ધોમ. ધંધો૦
વળી વિદ્યા નથી વિત્તહારણીરે, નથી હુન્નર કળા કોઈ પાસ. ધં૦
દેશ તેથી દરીદ્ર થઈ ગયોરે, મળી નાણું જતાં નવરાશ. ધંધો૦
ઘણા ઘરમાં જમે બાર હાથનોરે, તોય મૂકે ન મૂર્ખ મિજાશ; ધં૦
જરવાળાને જોઈ બળી જાયછેરે, તેનાં નાણાંનો ઇચ્છે નાશ. ધં૦
બળ ટાંગામા જાઝું બાળનેરે, જોર હાથે જુવાનને હોય; ધંધો૦
પણ પડતી દશા પંડની થતાંરે, બહુ જીભનો લવારો જોય. ધંધો૦
મૂર્ખ મિત્રો મળે નિત્ય એકઠારે, રાત રોહિને સાંજ સવાર; ધંધો૦
થાય વિદ્યા વિનોદ ત્યાં ક્યાંથકીરે, પણ વામા વિનોદ વિચાર. ધં૦
ઘટે બબ્બે ઘડી નિત્ય બેસવુંરે, જ્ઞાન વિદ્યા વૃદ્ધીની વાત; ધંધો૦
પણ તેએ વલ્લભદાસ વીનવેરે, અતી થાતાં આળસ ઉધમાત. ધં૦

## વરશીનો વિવાહ !

સગો ભાઈ મૂઓ વીશ વર્ષનોરે, તેની મર્ણ તીથીને દીન;
દૂધ પાક ઉડેછે શ્રાદ્ધમારે. ટેક.
સગાં સંબંધિનો સાથ નોતરીરે, જમે જુગતે મિષ્ટાન્ન મલીન દુ૦
સ્નેહ સઘળો તે દીવસે સાંભરેરે, પણ ખાતાં નથી દીલ દુઃખ; દુ૦
પડ્યો ધારો તેથી નથી પીડતોરે, લોહિ ગ્રાસ મૂકે જે મૂખ. દુધ૦
શ્રણો સમજુને દિલ સંતાપછેરે, યાદ આવે વા'લાનું વા'લ; દુધ૦
ઝેર જેવું તેને મિષ્ટાન્ન છેરે, કેમ આવે ખાવાનો ખ્યાલ. દુધ૦

કદી ઝાઝાં વર્ષો વીતી જતાંરે, વા'લ સાથે વિયોગ વીસરાય. દુધ૦
તોય તેની મરણતીથી મિશેરે, શાને ઉચ્છવ અંરે થાય ? દુધ૦
મર્ણ તીથીએ ખેદ મટાડવારે, કરો ભેગો સંતોનો સમાજ; દુધ૦
મર્ણ ભીતી સંભારી તે સમેરે, નીજ મુક્તીનો શોધો ઇલાજ. દુ૦
નથી સારૂં તદન કર્મ ત્યાગવુંરે, તેમ ઘેલું ઘટે નહિ શ્રાદ્ધ; દુધ૦
ઉપકાર કરિછે આપણેરે, જતાં ભૂલી અતી અપરાધ. દુધ૦
માટે સંબંધિની સ્નેહ સાંકળેરે, મર્ણ તીથી દિને પ્રતિવર્ષ; દુધ૦
કરો પ્રેમે પ્રભૂની પ્રાર્થનારે, એના જિવનો ઇચ્છો ઉત્કર્ષ. દુધ૦
મર્ણ ઉચ્છવ સાટે હે સજ્જનોરે, કરો ઉચ્છવ જ્યારે જન્મદાન;
દૂધપાક ઉડાડો આનંદથીરે, જન્મગાંઠ ગણીને નવીન. દુધ૦
જન્મ દા'ડો દીસે આનંદનોરે, પણ આતો વિવેક વિરૂદ્ધ; દુધ૦
વલ્લભદાસ વણીકની વીનતીરે, કદી સૂણી થશો નહિ ક્રૂદ્ધ. દુધ૦

## બાપના કૂવામાં બૂડી મરવું !

જાણે જૂઠું કહિયે જે જે નવુંરે, નહીં જૂએ ગંદૂ ગુણ દોષ;
ભોળાં ભડકી ભાગે નવું ભાળતાંરે. ટેક૦
નવા ધારા નકામા નીંદતારે, રદય રાખે જાણ્યાવણ રોષ. ભોળાં૦
કૂપ ખારો ખોદેલો બાપનોરે, તેનું પાણી પીયે પ્રતિદીન; ભોળાં૦
બીજો મીઠો કૂવો નહિ ખોદવોરે, કારણ કરવો ન ચાલનવીન. ભો૦
બાળ વિધવા વિવાહની વારતારે, સુણી ધ્રૂજી ધુણાવે શીશ; ભો૦
વય થાતાં ઇચ્છાવર ચાલનેરે, ચાલવા ન દિયે હરગીશ. ભોળાં૦
બાય મૂઆ પાછળ મિઠાનનેરે, મૂળ જોતાં જણાય જેવુંઝેર; ભો૦
તોય દાડો અટકાવતાં દાઝશેરે, કાંઈ વાતે નથી કાંઈ ફેર! ભોળાં૦
રીત રોયા કૂટ્યાની કાઢવારે, કરે યત્ન કદાપી કોઈ; ભોળાં૦
ત્યારે લડવા ઊઠે લઈ લાકડીરે, થાય સામા વિશેષ વગોઈ. ભોળાં૦
ઘણા ઘેલા વિચાર ઘટાડવારે, ભુવા જોશી જણાવિયે જૂઠ; ભોળાં૦
ગણે ગાંડા ગપ્પાં મારી ઘણાંરે, કરે નીંદા પેઠેલની પુંઠ. ભોળાં૦

પીડ પામે વિવીધ પ્રકારનીરે, તોય શોધે ન શુદ્ધ ઉપાય;ભોળાં૦
કોઈ કાઢે કેડો એનો કદીરે, તોય ઉંધે કેડે જન જાય. ભોળાં૦
જોજે ડાહ્યા દેખાડે ચાલનેરે, તેનાં તત્વ તપાસીનેજ; ભોળાં૦
સાર હેતૂ સમજી પછી બીજવુંરે,દાસ વલ્લભ વદેછે એજ.ભોળાં૦

## સાચા બોલો માગ્યે પણ માર્યા!

વાત સાચી સ્નેહે સંભળાવિયેરે, પણ વે'ની વિચાર વિરૂદ્ધ;
કહે "આવ્યો કળજૂગ" ખરૂં બોલતારે. ટેક૦
ભૂત પિતૃને જૂઠા જાણવારે, એવું શૃણી જતી રેહે શુદ્ધ. કહે૦
"દેવ ઊંઘી ગયાછે આજનારે," કહી એવું કરે અફશોસ; કહે૦
મૂળ ઊંધી સમજણછે એમનીરે, માટે મિથ્યા મૂકેછે દોષ. કહે૦
શુણે ગાયત્રી ગાતાં શુદ્રનેરે, ફૂટે ભોળા ભૂદેવ કપાળ; કહે૦
જોઈ છાપેલી સંધ્યા ગ્રંથમાંરે, મુકે અંગ્રેજ માથે આળ. કહે૦
જાત જન્મ પ્રમાણે ન જાણવીરે, પણ કર્મ પ્રમાણે જાત; કહે૦
વર્ણ, શાસ્ત્ર વિષે માત્ર ચારછેરે,લાખ આજે એતો ઉધમાત.ક૦
"મ્લેચ્છ ભાષા ભણ્યે બગડી મતીરે,થશે વે'લો વર્ણોનો વિનાશ;ક૦
વર્ણાવર્ણી તમારે ટાળવીરે," કહી માઠું મૂકે નિશ્વાસ. કહે૦
પક્ષપાતી પુરાણિક વારતારે, અલંકારી એતો ઇતિહાસ; કહે૦
હેયો પાદેય હેતૂ વિચારવોરે, એવું શૃણીને થાય નિરાશ. કહે૦
નથી પૂજ્ય બધાને બ્રાહ્મણોરે,પ્રૌઢ એવી બીજી બહુ પોલ;કહે૦
મંદબુદ્ધી મિથ્યા મુંઝાયછેરે, શુણી બીના બને ઢમઢોલ. કહે૦
શૈલ ફાટ્યોને નેરૂં નિસર્યુંરે, તો કહે ગંગાનદી નીસરીજ; કહે૦
ભોળાં ના'વા દોડ્યાં ત્યાં ભાવથીરે,ખોટું કહેતાં ચડી ગઈ ખીજ.ક૦
જ્યારે પહોંચી શકે ન સંવાદમાંરે,ત્યારે માંડ્યો ઠગાઇનો ઠાઠ; કહે૦
કહે 'કાળફર્યો' ત્યાં છૂટકોરે, માર્ગ ગોતી વાળી ઠિક ગાંઠ. કહે૦
ખાસ વિચાર વલ્લભદાસનોરે, ખરે ઓરો દીસે સતજૂગ; કહે૦
એથી વિરૂદ્ધ વાત જે બોલતારે, એતો ઉંધા વિચારે અબૂઝ. કહે૦

## ધુળ ઉપર લીંપણ.

વિદ્વાનો વદે બહુ વર્ષથીરે, બુદ્ધિમાનો બતાવે બોધ;
ટુંબા ખાતાં છતાં ટેવ ના ટળીરે. ટેક૦
કેક મેણાં મારે મુંઝાઇનેરે, તોય ટાળ્યો ન વે'મ વિરોધ. ટુંબા૦
ગર્ભ હત્યા કરે ગભરાઇનેરે, બાળરંડા બની લાચાર; ટુંબા૦
થતાં ખુલ્લું ફજેતી થાયછેરે, તોય ગાંજે નહીંજ ગમાર. ટુંબા૦
બાળલગ્ને બને બહુ હાનિયોરે, ઝટ આવે આયુષનો અંત; ટુંબા૦
અળસાવી બધી આરોગ્યતારે, તોય તંતી તજે નહિ તંત. ટુંબા૦
કેક કૂવે પડી મુઈ કામનીરે, કેક રૂવે કજોડથી રોજ; ટુંબા૦
તજી જૂની ઇરછાવર રીતનેરે, કરે તેથી વ્યભીચાર કોક. ટુંબા૦
ઘર ટંટા ઘણા એ કારણેરે, નિત્ય જુએ થતું નુકસાન; ટુંબા૦
તોય વેઠે વિપત્તિ વે'મિયોરે, નહીં મૂકે મિથ્યા અભિમાન. ટુંબા૦
ઘર વખરી વેચી દાડા કરેરે, પછી ભૂખે મરે પસ્તાય; ટુંબા૦
રાંડી રાંડ રૂવે નિરાધાર થઇરે, તોય બંધી કરે ન કદાય. ટુંબા૦
રીત આવી સંસારી સુધારવારે, પાડી પાડી કાયા પોકાર; ટુંબા૦
તોય વિનંતિ વલ્લભદાસનીરે, નથી લક્ષે લેવાઈ લગાર. ટુંબા૦

## સમાણસ વળે વાતે અને કમાણસ વળે લાતે.

*फूलै फलै न वेत, यदपि सुधा वरसहिं जलद।
मुर्ख हृदयनहिचेत, जोगुरुमिलहिंविरांचिशत॥ } तुलसीदास.

પાણી રેડયે પથ્થર નહિ પીગળેરે, મળ્યા કર્મે કઠણ કાળમીંઢ. ટેક૦
કેક મીઠું મિઠું બોલી મુઆરે, જાણે ક્ષેણ કરે કૂસંપ; પાણી૦
પણ નાખ્યાં ફળો મન માનતારે, વળી નાખ્યો જાહેરમાં જંપ. પા૦

*અમરતનો વરષાદ વરસે તો પણ પથ્થરને ફુલ કે ફળ આવે નહીં, તેમ બ્રહ્મા જેવા સો ગુરૂ મળે તો પણ મુરખના હૃદયમાં જ્ઞાન ન થાય.

ગઢ ધીંગો વિદારવા વે'મનોરે, તોપવીના તૂટે ન કદાય; પાણી૦
સામ દામ ભેદ તે ભેદાય નહિરે, દંડ પામ્ભી પરાજય થાય. પા૦
લાકડાંના દેવોને તો ઘટેરે, ખાસડાંની પુજાજ ખચીત; પાણી૦
એવિ કે'ણી આપણમાં ચાલતીરે, હાલ રીત એવીજ ઉચીત. પાણી૦
જુના સૂધારકો એ સંપર્થીરે, કર્યા હલા કરી યાહોમ; પાણી૦
મર્મસ્થાને ગોળા ગબડાવિયારે, વે'મ કિલ્લો ધુજ્યો જઈ જોમ પાણી૦
જીવ આપ્યો ઝંપલાવી જંગમાંરે, ગયા સોંપી આપણને યુદ્ધ; પા૦
હાર ખાઈ પરંતુ હાલમાંરે, ચૂપ બેઠા વિદ્વાન વિબૂધ. પાણી૦
વચ્ચિ વચ્ચે ચલાવિ ચતુરાઇથીરે, જાણે અમથો આ જંગપતીજાય;
કહી, વાર્યા, યોદ્ધાને ઊછાછળારે, પણ શાને શઠો સમજાય? પા૦
ઠોંટ મારી રાતો ગાલ રાખ્વારે, પછી શોધ્યાજ યુક્તિ ઉપાય. પા૦
"અમે સાથે રહી સમજાવશુંરે, ધિમે ધીમે સૂધારો થાય." પા૦
આશ કાંઈ અને કાંઈ ત્રાસથીરે, પણ વિના ત્રાસે વણસાડ પા૦
વેર તેથી ધાડું હાલ હાલતુંરે, મુંગે મોઢે ખમે રંજાડ. પાણી૦
હાલ ફારસ બને એ બોલનુંરે, ચાલ એવી બની ગઈ છેક; પા૦
શ્રમ થોડે સૂધારો જે થશેરે, એવામાંયે વચન એ એક. પાણી૦
ઘણી વાતે યાહોમ કરવું ઘટેરે, તોજ સેજે સુધારા થાય; પાણી૦
વાટ જોતાં નીકર સૌ જંનનીરે, કામ એકકે બને ન કદાય. પા૦
પડે જૂદાં થવું જે કામથીરે, તેમાં જોઇએ હૈયે શૂર હામ; પાણી૦
પણ એવું નથી બધી પે'લમાંરે, તોય બીએ નિંદાથિ તમામ. પા૦
હોય જેને હિંમત યા હોમનીરે, વળી સાથે સંસારી સોઈ; પાણી૦
તેણે ઠેકી પડવું ઠામ ઠામથીરે, વાટ જૂઠી બાકી જે જોઈ, પા૦
ઘણા સેહેલા સુધારા થઈ શકેરે, રાહ જોવી ઘટે શું આજ? પા૦
વૈશ્ય જાતી વલ્લભદાસ વીનવેરે, હાલ બનતી કરો તે કાજ. પા૦

## સમો વરતે સાવધાન.

## *देश कालानुसारेण वर्त्तव्यंनान्यथाक्वचीत्

શેઠ સમો સદા સરખો નર્થીરે, હવે જોઈ ચાલો દેશકાળ.
શેઠ સમો સદા સરખો નર્થીરે. ટેક.
હાર્યા રેહેશો તેમાં નથી ફાયદોરે, રેહો વાર્યા તો કંઈ પણ લાભ.
પડી પાયે વિનવું હું આપનેરે, નથી ઉંચા તમોથી આભ. શેઠ૦
વધે દા'ડી દા'ડી દારીદ્રતારે, જંન જાઝા દુખી દેખાય; શેઠ૦
ફળ ધારા નઠારાનું મળેરે, એજ આપ તણો અન્યાય. શેઠ૦
ઘેર ઘેર કુસંપ કુટુંબમાંરે, નાત ટંટા તણો નહિ પાર; શેઠ૦
તેનું કારણ વિચારો કાળજેરે, ઉંડા ઉતરી જુવો એકવાર. શેઠ૦
પડ્યા તોયે મીયાંની ટંગડીરે-ઉંચી એવું કરો ન નિદાન; શેઠ૦
ખોત ગુસ્સો ચડે કમજોરમાંરે, માર ખાધાનું એજ નિશાન. શેઠ૦
અંધ પરંપરાથી ચાલતીરે-આવી રૂઢી કદાપી કોઈ; શેઠ૦
ફેરવીને કરવી શુંન, ફાવતીરે? લાભ હાની હમેશાં જોઈ. શેઠ૦
વરા દાડા અટકાવો આજથીરે, વળી બાળ વિવા કરોબંધ; શેઠ૦
છૂટ આપો વીલાયત વીચરેરે, વિના વાંકે મચે કાં ધંધ? શેઠ૦
લગ્ન રૂઢી સુધારો સ્નેહથીરે, નથી એમાં ભણું ન કઠીન; શેઠ૦
નવું નિરખી નવાઈ ન જાણવીરે, હતું જૂનું, નવું એકદીન. શેઠ૦
વૃદ્ધ સાથે પુત્રી પરણાવવારે, મેહેર મૂકી વેચે લઈ વિત્ત; શેઠ૦
વર્ણશંકર પ્રજા વ્યભીચારથીરે, એવા વિવાહે ઉપજે ખચીત. શેઠ૦
દ્રવ્ય એવું લેવાને અધર્મનુંરે. કરો બંધી બતાવી બીક; શેઠ૦
એવિ બીજી ઘણી રીત સુધરેરે, તોજ થાશે તમારૂં ઠીક. શેઠ૦
બાપદાદા ચાલ્યા જે મારગેરે, તેને વળગી રેહો નહિ રોજ; શેઠ૦

---

*દેશ કાલને અનુસરીને વરતવું, બીજી રીતે કદાપી નહીં.

હાલ પંકાએલા પરદેશમાંરે, કર્યાં હલકો બધે ભારબોજ. શેઠ૦
ઘણી રીતો એની ભળે ફરેરે, જખમારી રહે સૌ કોઇ; શેઠ૦
તેથિ સન્મૂખના ભણો ભાઇઓરે,નિકર રહેવું પડશે કદિરોઇ.શેઠ૦
પાણ કોરૂં પેહેરતા પૂર્વજોરે, જગન્નાથી પે'રો શેકાજ? શેઠ૦
મ્લેચ્છ ભાષા ભણ્યાનિ ના શાસ્ત્રમાંરે, અંગરેજી ભણોકેમ આજ?શે૦
વાણવાટે વીચરતાં વીદેશમાંરે, કરવું પડતું પ્રાયશ્ચિત કર્મ; શેઠ૦
એવી મૂસાફરીથી હાલમાંરે, નથી ગણતાંજ ધર્મ અધર્મ. શેઠ૦
આગગાડીમાં કોઈ ન બેસતુંરે, કેમ બેસે ચંડાળો સાથ? શેઠ૦
કોઈ છાપેલો ગ્રંથ ન વાંચતુંરે, ધર્મગ્રંથો છાપ્યા સગે હાથ. શેઠ૦
એવી રીતે અહોનીશ ચાલતુંરે,માટે મૂકો મિથ્યા અભિમાન;શેઠ૦
વૈશ્ય જાતી વલ્લભદાસ વીનવેરે, નથી એમાં એકે નુકસાન.શેઠ૦

## इतिश्री सुबोध चिंतामणी काव्ये आधुनीक भरत खंडी आर्यभ्रम खंडन ग्रंथे द्वितीय विभागः समाप्तः ॥



# सुबोध चिंतामणी.

## भाग ३ जो.

### चाबखा.

(મુરખ તેં જન્મીને શું કર્યું? મુરખ તેં જન્મીને શું કર્યું?એ઼઼઼઼઼઼ાળ.)

**જમણવાર તે હર્ષનો કે શોકનો?**

મુઆપર મિષ્ટાન્નો શું જમો?મુઆપર મિષ્ટાન્નો શુંજમો?
પડ્યાપર પાટુદઇ શું દમો? મુઆપર મિષ્ટાન્નો શું જમો? } ટેક.

વીશ વર્ષની રામા રાંડી, ખેદ ધરીને ખમો;
તેનાં ખાંતે દાડો ખાતાં, ભાભા થઈ શું ભમો? મુઆ૦ ૧
એક તો વહાલું મનુષ જતાં-બળિખાખ બને આતમો;
ખાતર ઉપર દિવો કર્યારે, તેમ કરોછો તમો. મુઆ૦ ૨
વા'લાંનો વીજોગ થતાં તે-શોક તણો છે સમો;
પક્વાન્નો ઉડતાં અવલોકી, આવે બહુ અણગમો. મુઆ૦૩
મહાજન મંડળ મળિને બેઠું, બિછાવિ બહુ જાજમો;
તેતો શોભે શુભ સમયમાં, હોય વિવા વાજમો. મુઆ૦ ૪
મૂખ મુકોછો લોહિ કોળિયા, કેર કરો કારમો;
ધિઃકધિઃકછે ચિત્ત સગાંનું, ધમણ પ્રમાણે ધમો. મુઆ૦૫
રાક્ષસ જેવા વજ્ર-હૃદયના, જન રોવે ત્યાં રમો;
ખાતાં છાતી ફાટિ પડે નહિ? કેમ ગંડુઓ ગમો? મુઆ૦૬
ગીધ કાગડા જેવાં ખાતાં, અગ્યારમો બારમો;
મતી મલીન થતાં નવમાને, શું કહિયે બહુ અમો?મુઆ૦ ૭
શાણા સઘળું સમજો, પામી-કેળવણી તાજમો;
વલ્લભદાસનિ વિનતી માની, નમ્ર બનીને નમો. મુઆ૦ ૮-૧

## ધર્મ કરતાં ધાડ.

દાન દુષ્કૃતી દેશને નડે, દાન દુષ્કૃતી દેશને નડે;
બહુ પિડ પરિણામે પડે, દાન દુષ્કૃતી દેશને નડે. } ટેક.
બ્રાહ્મણ ભટ્ટાને લંગોટા કર લેવાને લડે;
છોકરિયોને છેતરવાના, ઘાટ ઘણેરા ઘડે. દાન૦ ૧
મફતનું ખાવું સુવું મશીદે, તેથી આળે ચડે;
કેફ કરી નુકસાન કરે, કેડેજ પડે આખડે. દાન૦ ૨
મૂર્ખ મનુષ્યો નથી સમજતાં, રીદ્ધિ જવાથી રડે;
ધન જ્યારે પાસે હોય ત્યારે, શીર રહે નહિ ધડે. દાન૦ ૩
લક્ષ્મી ખરચી લાવો લેવા, ગાંડાજનમાં ગડે;
સારી બુદ્ધી સૂજે ક્યાંથી? જોર કમાઇનું કડે. દાન૦ ૪
આંધળું પરંપરાથી ચાલ્યું, ઉપયોગ ન આવડે;
ઉલટો ઉદ્યમને અળસાવે, અવળાં દાનોવડે. દાન૦ ૫
અણસમજાને કદિ અણધારી, સંપત જો સાંપડે;
પુન કરવા માંડેછે ઝટપટ, પગ રાખી પાધડે. દાન૦ ૬
બાપ દાદાઓ તો બેઠા'તા, નાણાને નાવડે;
કદિ પૈસો ખુટતો નહિ એનો, ઊસરડે પાવડે. દાન૦ ૭
પણ માગણ એટલાં બધાં કદિ, ન્હોતાં તે તાકડે;
એક ભિખારિ વિનાપણ આજે, ખાલિજગા નવ જડે. દાન૦ ૮
ઉદ્યમિ કરતાં નિરૂદ્યમિજન-જાઝાં દર ગામડે;
આળસુ એદીને ઉધમાતી, નિત અમથા આથડે. દાન૦ ૯
ખાવાનું ખૂટે જ્યારે-ત્યારે રૂવે વદન રાંકડે;
મૂરખ જાણે તેહ ટળે નહિ, જેહ લખ્યું આંકડે. દાન૦ ૧૦
ગામ સિધાવે સાથે-વાવડ વીવાના વાવડે;
મુછ મરડી બેસેછે મંડે, બંકા થઈ બાંકડે. દાન૦ ૧૧
બ્રાહ્મણ ભેગા થઇને, ચુરમું થાળીમાં થાબડે;

ધી ઓછું આપે ત્યાં એને, ચોર કહી ચડભડે. દાન૦ ૧૨
વેંમિ બનાવે વનિતાઓને, ગાઈ કથા રાગડે;
નવરા નારીને ધૂતેછે, મારોને ખાસડે. દાન૦ ૧૩
ડીલ બધું દર્શાવી કાઢ્યું-નખ્ખોદજ નાગડે;
હવે કહો શું એને કહેવું, ચડ્યા વેમ ચાકડે? દાન૦ ૧૪
હાય પગાળાંને આપ્યાથી નુકસાનો નીવડે;
ઉદ્યમ ઘટતાં નિજ બાળકની, દશા બહુ બીગડે. દાન૦ ૧૫
છે પૂરણ પાપી ઈશ્વરના-અપરાધી એ વડે;
વિનતી વલ્લભદાસ વણીક-વદી વેહેવારે વેઢે. દાન૦ ૧૬-૨

**અર્ધદગ્ધોને નવ ગજનો નમસ્કાર.**

સમજાવ્યો સમજે મુરખ, જ્ઞાતા સમજે કોય;
અર્ધ દગ્ધ સમજે નહીં, વિધિ સમજાવે તોય. } અંબાશંકર.

નમુંછું અર્ધબળ્યા આપને! નમુંછું અર્ધબળ્યા આપને!
છે સલામ મેળાપને! નમુંછું અર્ધબળ્યા આપને! } ટેક.

સમજાવ્યા સમજો નહિને, ઉપજાવો સંતાપને;
આગ્રહથી ઊંધા બાંધો ત્યાં, કેમ ટાળું તાપને? નમું૦ ૧
જાણિ જોઈને ઝગડો રાખી, પુન્ય કહો પાપને!
મનમાં માપિ જુઓ ન કદાપી, મંડનના માપને. નમું૦ ૨
જરા તરા ચતુરાઈથિ સામું, ચડાવ્યું છે ચાપને;
મોટું ચડાવી રાખ્યું જાણ્યે, માર્યા હોય બાપને. નમું૦ ૩
બાળપણાથી બર્થ ખરીદી, વિદ્યારૂપિ ખાપને;
અંતઃકરણ અશુદ્ધ રહ્યે-પામ્યા ઊંધી છાપને. નમું૦ ૪
કરૂણા ઉપજે નહિજ કાળજે, કૂડ કપટ તું કને;
તેમ કદી તું ગણકારે નહિ, નબળાના શ્રાપને. નમું૦ ૫
ભણતર પૂરણ ભણ્યો નહિને, બાથ ભિડે આભને;
દેશ તણો દરકાર ન-તાકે લક્ષ્મીના લાભને. નમું૦ ૬

બહુ બાંડૂ બોલીને બાળે, સજ્જન મન સારૂને,
હેડલ આવેતો હઠ તજિને, માગે તુ માફને. નમું૦ ૭
કરવા બેસે વાદવિવાદ તું. પકડી કોઈ બાબને;
વાત કરંતાં દીલ ઉપર, નહિ રાખિ શકે દાબને. નમું૦ ૮
મિયાં ભાઈનિ ટંગડી ઊંચી, રોજે રાખે અને;
અણ સમજૂને ઉંધું ઉતારી, નિત નિંદાવે મને. નમું૦ ૯
શાણા સજ્જન સાથ મિયાં–મહાદેવનિ જેવું બને;
રેઢિઆર રોંચા જંગલિ શું, કહેવું વધારે તને! નમું૦૧૦
આગળનીજ પ્રજાએ જોજે, કીધેલાં પાપને;
પાપ બીજ એ ઉગી નિકળ્યાં, જન્મી તુ જાતને.નમું૦૧૧
તારો જન્મ થયાં પેહેલાં, ઠિક હતું અભણ લોકને;
આવું આંધળું વેર હતું નહિ,જેમ જુગલ શોકને.નમું૦૧૨
શકિત હોયતો શુરવિર થઈ, સામો થા લઈ શસ્ત્રને;
નહિતો ડૂબો દે ડાચામાં, શિર ઓઢિ વસ્ત્રને. નમું૦૧૩
ફોકટ ભણ્યો તુ ફદ! ગધેડા! નીંદી નીશાળને;
જેવું તેવું જાણી ઉલટો ગુંચવ્યો જંજાળને. નમું૦૧૪
જો તુ અભણ રેહેત તદનનો સારૂં સંસારને;
કે ભણિગણિ પૂરણ પંડિત થા,તો ઠિક નરનારને.નમું૦૧૫
ચમચમતો વાગેછ ચાબકો, સંભાળો પીઠને;
વલ્લભદાસ વદેછે વાણી, વીચારો વાતને. નમું૦૧૬–૩

## ફરે એ ચરે.

આર્ય પરદેશ પ્રિતે પરવરો, આર્ય પરદેશ પ્રિતે પરવરો. } ટેક.
મન માનિ મુસાફરિ કરો, આર્ય પરદેશ પ્રિતે પરવરો. }
શુદ્ધ વિવેકે વાત વિચારી, કરો ખુલાસો ખરો;
દેશ દાઝથી ધૈર્ય ધરો, વળિ દીલ વિષે નહિ ડરો. આર્ય૦ ૧
ફરોફરો હંમેશાં, નવું નવું નજરે નિરખી ઠરો;

રીતભાત સૌની ભાળીને, જ્ઞાન ભિતરમાં ભરો. આર્ય૦ ૨
સંપતિ સાધન ઇશ આપ્યું, શીદ મુંઝાઈ મરો ?
જોયું ભલું જિવતાં કરતાં, એ કે'વતને અનુસરો. આર્ય૦ ૩
શુદ્ર સમાન સદા અણઘટતા, આચારો આચરો;
ચોખપણું સૌ ઢાંકી રાખો, રાખો શું ભુખ ખરો ! આર્ય૦ ૪
બહુ બાબતમાં યુરોપિયનથી, નીચાછે નાગરો;
ખરા મુસલમાનો પણ કહેછે, હીંદૂને કાફરો ! આર્ય૦ ૫
પણ તે તમને કોણ કહેછે, કાં ઉઠો લઈ છરો ?
બડાઈ રાખો બેલાશકપણ, પંથ ચિંધું પાધરો. આર્ય૦ ૬
બહુ જુસ્સો કમજોર વિષે-ઉલટો નિકળે ખાખરો;
ઇશ્વર આગળ ચાલે નહિ-ફોકટ થા દિલ ડાખરો. આર્ય૦૭
સઘળા દેશ પ્રદેશ પ્રભુના, એમાં નહિ આંતરો;
નિંદા કરતાં નર્કે પડશો, રહિ જાશે ખર્પરો. આર્ય૦ ૮
કુદરતની રચનાને ખૂબી, નવા નવા સાગરો;
પ્રીત ધરીને પાન કરો-એ છે અમૃતનો ઝરો. આર્ય૦ ૯
માનસિંહ મહિપતિ જેપુરનો, યુદ્ધ વિષે આકરો;
અટક ઉલ્લંઘી જાતાં બોલ્યો, દોહો બહુ પાંશરો. આર્ય૦૧૦
ભૂમિ સભી ગોપાલકિ વામેં, કહાં અટક આંતરો ?
જિનકે મનમેં ખટક રેહે, વાં અટક રેહા સો નરો. આર્ય૦૧૧
નાક કપાવ્યું નારિ જેમ-ઘર બા'ર નહિ નીસરો;
અતિશે અડચણ વેઠો તોપણ, ભાંગો ઘર ઉંબરો. આર્ય૦૧૨
પાલિ મળે તો લોભ ન કરવો, એનાથી ઊફરો;
એ વિ બાઇલી કહેવત ગોખી, ખાધીછે ઠોકરો. આર્ય૦૧૩
ત્યારેં તો ઘેર બેસો પે'રી ઘરચોળું ઘાઘરો;
પૂર્વજના કીર્તી મેરૂનો, હાય! કર્યો કાંકરો. આર્ય૦૧૪

નિર્ધનિયા નિર્વાહ ચલાવે, ખાઈ પીંશ ડૂમરો;
તોય વિદેશે વીચરવાનો, અંતર નહિ ઊભરો. આર્ય૦૧૫
આજ કાલ અંગ્રેજોને બહુ, મુસાફરી મહાવરો;
ઘેમ સદા વેપાર કરેછે, અવલોકો આવરો. આર્ય૦ ૧૬
કદિ ઉપદેશકનો કારણસર, હોય નહીં આશરો;
તોય કોઇનો વાદ જુઓ નહિ, વે'મ બધા વીસરો.આર્ય૦ ૧૭-૪

## જીભાથી જોયું ભલું.

વિલાયત બારૂં ખુલ્લું કરો. વિલાયત બારૂં ખુલ્લું કરો.} ટેક.
નાત બહાર જનારે ન કરો, વિલાયત બારૂં ખુલ્લું કરો.}
કેળવણીને પામિ-ચડેલો ઊતારો આફરો;
ડંકા દેશ વિષે વગડાવો, વે'મ કરીને પરો. વિલા૦ ૧
કુવા હાડકાંના નથિ ત્યાં-ક્યમ દિવસ તમારો ફર્યો;
મનુષ પડે માંદાં જળ પાને, ગાંડું શું ઉચ્ચરો. વિલા૦ ૨
માંસવિના ચાલે નહિ, એવા વાય ન ત્યાં વાયરો;
અન ભક્ષિ ત્યાં ઘણાં વસેછે, અન સુખે વાપરો.વિલા૦ ૩
આપણથી એ સુઘડ અતી, સાથે ન બધો સાથરો;
સૌ વસ્તૂ વેચાય જુદી ત્યાં, ખોટો ધોખો ધરો. વિલા૦ ૪
મારે એને તરવાર ધરમ પાળે એનો છે ખરો;
બાકી તો ઘરમાં ધા દઇને, ઊંડા નહિ ઊતરો. વિલા૦ ૫
ધર્મ ધરે પણ પાળે નહિ-અદ્ધા વણ નારી નરો;
જીવ જતાં પણ ધર્મ ન ચૂકે, ધર્મ તણા સાગરો.વિલા૦ ૬
આપણ ઊપર રાજ કરે તે, કેમ વાત વીસરો!
એના ધારાને વશ છેએ, વે'મ તજી વીચરો. વિલા૦ ૭
જાણી તેનો જરૂર કાયદો, દેશ હાનિને હરો;
કામ સરે નહિ ગયા વિના ત્યાં, આંઈ નથી આશરો.વિલા૦ ૮
ખૂબ કરો અભ્યાસ અહોનિશ કરિને ઊજાગરો;

રાજ કાજમાં કુશળ બનોતો અમલદાર થઈ ફરો.વિલા૦ ૯
હિંમત રાખી હજુર સુધી જઈ, દેશ દુઃખ ચીતરો;
ઘટતા હક માગ્યાથી મળશે, બંધ થશે બહુ કરો. વિલા૦ ૧૦
દ્રવ્ય ગયાથી પડી ગયાછે, દેશ તણા દાદરો;
તેનાં કારણ શોધી કાઢી, આબાદી આદરો. વિલા૦ ૧૧
વે'મ તજી ત્યાં વાસ કરીને, શિખો કળા હુનરો;
દેશ વિષે પછિ દાખલકરતાં, થાય દિવસ પાધરો.વિલા૦ ૧૨
પરદેશીમાં પ્રેમ શૌર્ય-જોતાં સે'જે સૂધરો;
લાભ અતી ઉપજે એમાંથી, સુધરે ઘર સૂતરો.વિલા૦ ૧૩
નાતીલા પ્રત્યેક નાતના, સમજી ધારો કરો;
થઇ સુધરેલા વેગે વહેંચો, સજ્જનમાં સાકરો. વિલા૦ ૧૪
**મહીપતરામ અને કરસનદાસે** કીર્તી કાંગરો—
પ્રથમ ચડાવી પંથ બતાવ્યો, કેમ બનો કાયરો? વિલા૦ ૧૫
જેને જરૂર હશે તે જાશે, તેનો નહિ અર્ઝરો;
વલ્લભદાસ વદેછ પરંતુ તમે તો છૂટી કરો. વિલા૦ ૧૬-૫

## ઢોંગથી ધુણે ને સગાંને દુણે.

(મુરખો રળી રળી કમાણોરે, માથે મળશે મોટો પાણો. એ ઢાળ)
ડાકલાંની વાગે ડમડમ ડાંડીરે, ભુંડી ભામનિ ધુણવા માંડી.ટેક૦
ધુધુ ધુધુ ધુધુ ધુધકારા કરતી, ભાષા બોલે બાંડી;
જાઝું પૂછે પ્રવિણ પણે જે, તેને નાખે ભાંડીરે. ડાક૦ ૧
અરે અરો અંઘોળ મળેતો, માર ખાય વિશ ખાંડી;
કાચા પોચાને ગભરાવે, ગોઠણ ભર થઈ ગાંડીરે. ડાક૦ ૨
જોબનમાં કોભાંડ કરે-જાઓ જે રામા રાંડી;
બોલાવે છે છેલ જારને, શરમ બધાની છાંડીરે. ડાક૦ ૩
ભ્રમનામાં ભોળાંને નાખી, ભરેછ ભટની હાંડી;
બિવરાવા બકવાદ કરે બહુ, જાણે પીધો બ્રાંડીરે. ડાક૦ ૪

ચાળા કરતી રે'ન ચતૂરા, પાઠ કરાવે ચંડી;
દાંત સગડ પડિ જાય જુક્તિથી, વળિ થઈજાયે થંડીરે. ડાક૦ ૫
ખૂબ ખરાબ બનીને કુળને, મુળથી નાખે ખંડી;
વશીકરણ વિગરે માનીને, વે'મતણી ચણિ વંડીરે. ડાક૦ ૬
ભુવા જતી નિત એ જુવતીનું, દ્રવ્ય જાય બહુ દંડી;
કપટ કાળજે રાખિ પ્રતીદિન, પૂજેછે પાખંડીરે. ડાક૦ ૭
ખાય ખાસડાં ધડધડ મુરખો-ધણિ ધરિ રાખી મુંડી;
ફેલ ફિતૂર કરે પણ એમાં, એની સમજણ હુંડીરે. ડાક૦ ૮
છળ ભેદે છક્કડ ખવરાવી, છાનું રાખે છાંદી;
વલ્લભદાસ વદે મુરખી રે', એ મતલબથી માંદીરે. ડાક૦ ૯-૬

## બાળલગ્ન વિષે.

બાર વરસનો બાપ, તેર વરસની મા.
બે વરસનો બાળકો, તે જોવું હોય તો જા.

હજિયે બાળ લગનની હોળીરે, ફટ ફટ ફટ! નિર્દય નર ટોળી. ટેક.
નાનપણે પરણાવા કરતાં, પાજો વિખડાં ઘોળી;
બાળ બિચારાં ગભરૂને શિદ મારી ગેબનિ ગોળીરે. હજિ૦ ૧
લાવો લેવાની લલુતામાં, કાળજિભા મુક કોળી;
માત પિતાએ નિજ બાળકનાં, માથાં નાખ્યાં મોળીરે. હજિ૦ ૨
કાચી કેરી ઘોળી નાખી, ચેહેરો નાખ્યો ચોળી;
નૂર તેજ સુકવી નાંખ્યું વળગાડી વહુને ખોળીરે. હજિ૦ ૩
કુધલા દાંત બિચારાના હજિ, ત્યાં નાખ્યો રગડોળી;
ઉભો થયો ઉગિને ત્યાં તો ચીંતામાં નાખ્યો ઢોળીરે. હજિ૦ ૪
દિવસે દિવસે એ બહુ માઠી રીત વધી થઈ બહોળી;
હઠ બાંધે ઝટપટ પરણાવા, ભામનિયો બહુ ભોળીરે. હજિ૦ ૫
દશ દશ વર્ષે પરણાવી દે, ડાપણ બહુ બહુ ડોળી;
પુષ્ટિ થવા પછિ ખવરાવે-સાલમ પસ્તાં ચારોળીરે. હજિ૦ ૬

નવી પ્રજાના પુરૂષો બેડા, પે'રી ચણિયા ચોળી;
પાછળ પામે પીડ ખરા પણ તરત જુવે નહિ તોળીરે.હરિ૦ ૭
જોબનમાંજ જરા આવેને, પડિ મર્દાઈ મોળી;
આવરદા ટૂંકી કરી નાખી, રામા સાથે રોળીરે. હરિ૦ ૮
વેંત વેંતનાં બાળક જન્મે, પીયે દૂધ અબોળી;
હાય હાય! બાળક હત્યારા! બાપ નામના બોળીરે.હરિ૦ ૯
ભણતરે ગણતરથી અટકાવ્યાં, ગોરિ કેફની ગોળી;
રંક રહે જન્મારા સૂધી, કરજાળે કદિ જોળીરે. હરિ૦૧૦
બ્રહ્મચર્ય કર્યું બંધ બ્રાહ્મણે, ખાય મફત ડંડોળી;
મૂ'રત દઈ મિષ્ટાન્ન જમે-માંડી પતરાળી પહોળીરે. હરિ૦૧૧
ટોકી ટોકી થાક્યા પણ નહિ ટેવ પડેલી ટળી;
સમજુને પણ સામિલ થાતાં જોઈ દિલે જઉ બળીરે.હરિ૦૧૨
સખિ સંગતના વાત વિકારે, નિર્લજતાથી વળી;
વે'લી રૂતુ આવે કન્યાને, બાકી નાખ્યો કળીરે. હરિ૦૧૩
બહુ મોટાને નાની કન્યા, આપે ચિત્તે ચળી;
શક્તીવાન થયાજ વિના વણસાડે કાચી કળીરે. હરિ૦૧૪
બાળક થાય ન એથી બહુને, રહે રોગી નિર્બળી;
થાતિ જાય કદમાં ઠીંગણિ મુખ ફીક્કું નહિ ઊજળીરે. હરિ૦૧૫
વીશ વરસનો વરને કન્યા, સોળ તણી પાતળી;
એ પે'લાં પરણાવે પાપી, શાસ્ત્ર નહીં સાંભળીરે. હરિ૦૧૬
બાળહત્યા છે ડગલે ડગલે. છેલ્લે જમની ડોળી;
વલ્લભદાસ વદે લઈ જાશે કરિને ટાંગા ટોળીરે. હરિ૦૧૭-૭

## ઘરમાં ઘા?

(જીવતું શાને સોચના કરે? કૃષ્ણને કરવું હોયતે કરે.એ઼ઢાળ.)
દેહ બળ બાળલગનથી બળે, છરી શિદ મારો કુમળે ગળે? ટેક.
ચાલ ચલાવ્યો ચૂક કરી, કોઈ અજ્ઞાની આંધળે;

ચતુરે પુરૂષ પણ ચેતે નહિ-ચતુરોનું ચિતડું ચળે. છરી૦ ૧
ભુલ અપરાધ તણા કડવાં ફળ, ફોકટ જાયન, ફળે;
તોય મુરખ કહિ વાંક કરમનો, વળિ તેમાં જઈ બળે.છરી૦ ૨
બાર વરસના બાપ બન્યા-એનાથી શું ઊકળે?
ગર્ભ બલીષ્ટ શું ઉછરે એવા વિર્ય વિનાને જળે! છરી૦ ૩
જીવ દયા પ્રતિપાળ ગણાઓ, પણ નિર્દય આ પળે;
બાળક હત્યારા અવલોકી, અંગ રૂધિર ઊછળે. છરી૦ ૪
કષ્ટ કજોડ તણાં ઉપજે એથી એ કોઈ ન કળે;
ક્લેશ કુસંપ અનેક થતાં પછિ ટંટાથી ઘર ટળે. છરી૦ ૫
હંમેશાં હોળી હૈયામાં, કેમ મંનડું મળે?
દંપતિ અતડાં રોજ રહે-ને કદિ હોંશે નહિ હળે. છરી૦ ૬
હેત હોય તો રાખો પેંડા દહીંથરાને દળે;
પણ આતો કાળું કર્યું નાકજ, નેત્ર તણે કાજળે. છરી૦ ૭
વિદ્યાને કૌશલ્ય હુનર-ઉદ્યમ આ રીતે ખળે;
તનમન બંને બગડેલાં એ રાંડ સમો શું રળે? છરી૦ ૮
વલ્લભદાસ વદે શુભ ભાવે, શીખામણ આ સ્થળે;
માની લેજો રે'વું હોયતો, નિત મોઢે ઊજળે. છરી૦ ૯-૮

## હવે બહુ થયું! રાખી જાઓ!

રે! જન જાઝું ન તાણિયે, તાણ્યે તૂટી જાય.
જો તૂટ્યા પછિ સાંધિયે,વચમાં ગાંઠ વળાય.
(મુરખ તેં જન્મીને શું કર્યું એ ઢાળ.)

હવે જન મૂકી દ્યો ગાંડાઈ, હવે જન મૂકીદ્યો ગાંડાઈ.
દાડિ નહિ ચાલે દાંડાઈ, હવે જન મૂકી દ્યો ગાંડાઈ. } ટેક.
માંડ માંડ મટવા માંડીછે, મૂર્ખ તણી મૂર્ખાઈ;
તોપણ હજિયે આંખ ન ઉઘડે, કેવી એ કદરાઈ! હવે૦ ૧
નિત્ય અદેખા રહિ અમ સાથે, જાણો શીદ જુદાઈ?

મારો શિદ પગમાંજ કુહાડો, નથી ભાઈ ઓરમાઈ. હવે૦ ૨
ભટ્ટોએ બેભાન બનાવ્યા, કેફ ધતૂરો પાઈ;
હાથનું કર્યું હૈયે વાગે-પછિ તેમાં શેનિ નવાઈ? હવે૦ ૩
નિજ બાળકને બાળી નાખો, કેમ થયાજ કસાઈ?
હોમિ નાખવા હૂતાશનમાં, કેમ ઉકાળિ કડાઈ? હવે૦ ૪
સમજીને સૂધારા સાથે, સ્નેહે કરો સગાઈ;
એ સાથે મમતે માથામાં, ખોટી રાખો રાઈ. હવે૦ ૫
ગાંડા ગાંડા વીચારોથી, આવી છે ગરિબાઈ;
નુકસાનો બહુધા નિપજ્યાંછે, મળવાથી નવરાઈ. હવે૦ ૬
આજ સુધી બાકી નથિ રાખી, કરવામાં ભુંડાઈ;
ટળિ નાણું નખ્ખોદ ગયું-શિદ મારો બ્યર્થ બડાઈ? હવે૦ ૭
પરદેશીની પ્રીત રીત જોઈ, તજો તમે તોછડાઈ;
થાય વિદેશીમાં હમણાંના-હીંદુ તણી હલકાઈ. હવે૦ ૮
ઠઠ્ઠા કરતાં ઠોકર ખાધી, ઠાલિ તજો ઠકરાઈ;
ઘેરઘેર જો થાય ફજેતી, લાજ રહીત લડાઈ. હવે૦ ૯
હાથે કરી હઠથીજ ગુમાવી, વડવા કેરિ વડાઈ;
વલ્લભદાસ વદેછે વાણી, વે'મ જોઈ વિલખાઈ. હવે૦૧૦-૯

જનની જણતો જણ ભલા,કાં દાતા કાં શૂર.
નહિ તો રેજે વાંઝણી, મત ગમાવીશ નૂર.

જનેતા કાયર જન શું જણે? જનેતા કાયર જન શું જણે!
તને ઠબકો દઉં ક્ષણક્ષણે, જનેતા કાયર જન શું જણે? } ટેક.
રાજી થાતું રમતો દેખી, દીકરાને આંગણે;
નાનકડો[1] નિર્માલ્ય હોયતો, ઢાંકિ મેલ ઢાંકણે! જને૦ ૧
પંડે થઈ બહુ બ્હાદુર બંકો, બંધ બધાના હણે;
કૂખ વખાણ કરાવે વેગે, દુનિઆમાં ડહાપણે. જને૦ ૨

---
૧ દીકરો.

એ ! જગત્‌હિતેચ્છુ જણતાં, બહુ કીર્તી બારણે;
લ્હાવો લેજે લક્ષ વસાવું, પોઢાડી પારણે. જને૦ ૩
બકરી જેવા બિકણ બાયલા, બેશી રહે ઘર ખુણે;
કારણ વણ કાયામાં કંપે, શીખામણ નવ શુણે. જને૦ ૪
પડકારામાં પડે મૂતરી, ઝટ અગિઆરા ગણે;
રાજકુમારા શિકે રોતલતે, ઊભા રહે શું રણે! જને૦ ૫
નિઆને દુખદાયક દિકરા, ઘણા જણ્યા ડાકણે;
જેથી કરિને આવિ દશામાં, આવિ ગયા આપણે. જને૦ ૬
કૂખ વગોવે તારિ વિશ્વમાં, ભુંડા કર્મ કારણે;
તે કરતાં તો ભલી વાંઝણી, કાંઈ ન સંભારણે. જને૦ ૭
વે'મ લાકડાં ખોશી ઘાલ્યાં, કવિ પંડિત પાપણે;
દેશ દશાજ બગાડી નાખી, બાંધિ બંધ બામણે. જને૦ ૮
એણાં બાય નિચું કરિ માથું, છાતીમાં છણછણે;
લાગ જોઈને લાડુ બઠે-બાંધ્યાં સ્વારથ બાંધણે. જને૦ ૯
દુખિઆનાં દુખ દળી નાખવા, ખોટી રીતો ખણે;†
આશિષ આપી આનંદાશ્રૂ, આણભલે પાંપણે. જને૦ ૧૦
ભાત ભાતની વિદ્યા હુન્નરે, ભાવ ધરીને ભણે,
પૂર્ણ પ્રવીણ બની થાયે-પંડિતને પણ પૂછણે. જને૦ ૧૧
પંડ પરાક્રમથી લંકાનું રાજ્ય લિધું રાવણે;
ભિમ અર્જુનનું શૌર્ય ભયંકર, હાય! રહ્યું ગાવણે. જને૦ ૧૨
જાગે કોઈ માડીનો જાયો, દાસપણું આ હણે;
વલ્લભદાસ વદે હું જાઉં, વાર વાર વારણે[૨]. જને૦ ૧૩-૧૦

## ઉદ્યમવડે કોઈપણ કામ દુર્લભ નથી.

(મુરખો રળી રળી કમાણોરે. એ ઢાળ)

પુરૂષ પેહેરો કાંચળિ ચૂડોરે, જુઓ જઈ માખી મધપુડો. ટેક.

---

† ખોદી કાઢે, ખોદી નાખે. ૨ બલીહારી જઉં.

કળજુગ કળજુગ કૂટીનેરે, કીધો કેડો કુડો;
હાથે કરિને શીશ ચડાવ્યો, સંકટનો મૂડોરે. પુરૂ૦ ૧
રાત દિવસ રોયા કર્યું પણ નહિ શોધ્યો રસ્તો રૂડો;
ડોળ વૃથા રાખ્યો બહુ દિન જેમ ફુલ્યો કેશૂડોરે. પુરૂ૦ ૨
વાંક કર્મનો કાઢ્યો ફોકટ, રોયો થઈ કાલુડો;
જેમ વગાડ્યો તેમ વાગિયો, બં બં બંબૂડોરે. પુરૂ૦ ૩
કર્મ નથી કળજુગ નથિ કેવળ કાપે આળસ સુડો;
વલ્લભદાસ વદે ઉદ્યોગે, જાણ બની ઝૂડોરે. પુરૂ૦૪-૧૧

## ખસે ખાડા પણ ન ખસે હાડા §

(મુરખ તેં જન્મીને શું કર્યું? એ ઢાળ.)

સુધારા ઝુંડો કરમાં ધરી, સુધારા ઝુંડો કરમાં ધરી;
બયથિ શું ભાગો પાછા ફરી? સુધારા ઝુંડો કરમાં ધરી. } ટેક.
આગળના સુધરેલા સજ્જન, હતા મદોન્મત કરી;
કૂધારાને કાપી નાખ્યો, યુદ્ધ અતીશે કરી. સુધા૦ ૧
કરિ યાહોમ થયેલા સામા, દુર્જનથી નહિ ડરી;
અપજશ પામ્યા તોય થયા તે અણસમજૂના અરી. સુધા૦ ૨
હિંમત હોંશ સુધારો કરવા, દુર્ગારામનિ ખરી;
પોતાના સુખને માટે-પરવા રાખી નહિ જરી. સુધા૦ ૩
ખાધું નહિ કદિ ભાવ ધરીને ભોજન પેટજ ભરી;
અજ્ઞાનીથી અણધારી પિડ, એને શિર ઊતરી. સુધા૦ ૪
કૈક નરે એ પરમારથમાં, બધી ઉમર વાપરી;
પાછી પાનિ કરો ન કદાપી, આગળ ડગલું ભરી. સુધા૦ ૫
તોપણ તે પાછા ન હઠ્યા-મર ઠામ ન બેઠા ઠરી;
જેથિ હજાર પ્રકારે આપણી, હરકત ખોધી હરી. સુધા૦ ૬

§ એ જાતના રજપુતો ઉપરથી એ કહેવત નીકળી છે.

આપણને ચેલા મુંડીને, અંત ગયા એ મરી;
અધવચ્ચથી પડતું મુકશોતો, વ્યંડળની પાયરી. સુધા૦ ૭
સારી અસર કરીછે એણે, કરિ દેશનિ ચાકરી;
કેમ હવે બીકણ થઈ બેઠા, અવલોકી આકરી? સુધા૦ ૮
અનૂકૂળ અવસર આપણને, અનૂસરે ઊપરી;
હરકત કોઈ કરી શકે નહિ, ભલે ફરે ખોપરી. સુધા૦ ૯
જખમારેછે જંત અદેખા, બાંધે સૌ બાકરી;
દુશ્મન કોઇ અડાડિ શકે નહિ, કાયાને કાંકરી. સુધા૦૧૦
સૌને સમજાવીશું ધીમે, મિઠું મિઠું ઉચ્ચરી;
એમ વદીને ઢીલું મૂક્યું, વાત ગયા વીસરી. સુધા૦૧૧
પણ નીચનિ આગળ નમવાથી, ઉલટા લે આંતરી;
સત્યમેવ જયતે તે સાચું, ખૂબ કરો ખાતરી. સુધા૦૧૨
ઊચા આર્યતણાછો વંશજ, કુલિનપણે કેશરી;
વલ્લભદાસ ઉભા થાજો વિર, ધીંગી ઢાલજ ધરી. સુધા૦૧૩-૧૨

## હિંમતે મરદાં તો મદદે ખુદા.

કુધારા સાથ કમર કસિ લડો, કુધારા સાથ કમરકસિલડો. } ટેક.
પડકારિ ન પાછા પડો, કુધારા સાથ કમર કસિ લડો. }
તનમન ધનથી મંડી-કીર્તિકોટ કાંગરે ચડો;
રણસંગ્રામે ધીરા થઈ-રણસ્થંભ કરોને ખડો. કુધા૦ ૧
ધાણ કાઢવા એ પાપીનો, ઘાટ ઘણેરા ઘડો;
જંપિ બેસવા દ્યો ન-દહાડી નાનકડાને નડો. કુધા૦ ૨
નવા નવા ચેલા મુંડી-થિર થઈ વાંસો થાબડો;
બહુ ન રમાડો-હવે કરી નાખોજ ધડોલાડવો. કુધા૦ ૩
હવે હડી ગડગડતી મૂકી, ધુસી સૈનમાં ગડો;
કિકિઆરી કરિ શત્રુ કિલ્લાની ટોચે જઈ ચડો. કુધા૦ ૪
એછે બીજો રાવણ રાજા, એજ રાહુ ઝાંપડો;

એનાથી બહુવાર રિબાયો, સૂધારો બાપડો. કુધા૦ ૫
નામ સુધારાવાળાનું-રાખી શુરવીર નીવડો;
ખેંચી કાઢો જોર કરીને, જુલમીનો જીવડો. કુધા૦ ૬
મેઘ આવતાં જેમ જવાસો, અને બળે આકડો;
તેમ અદેખા બળીમરે મર, માંહિ મુકો કાકડો. કુધા૦ ૭
સમજો તોપણ શૂર વિના-સૂધારે લાગ્યો સડો;
દુષ્ટો સાથે દોરાઓછો, શો ડરછે એવડો? કુધા૦ ૮
વષ્ટિ મોકલી બહુ સમજાવ્યા, સંપ રાખવા વડો;
તોય તજ્યો નહિ હરખાંને હઠ, એ જંગલીજન જડો. કુધા૦૯
નમ્ર બને ન કદી નમવાથી, નીચ મરદ નાગડો;
યુદ્ધ વિના ઊપાય ન એનો, એજ હશે આંકડો! કુધા૦૧૦
વીર ઘણા આપણા ઘવાણા, સંભારીને રડો;
વેર વિસારીને વસુધામાં, અમથા શું આથડો? કુધા૦૧૧
ઊભાં થાય રૂવાડાં એવો વાય જુઓ વાવડો;
હાથ ચલાવો હે શુરવીરો, જીત સમય ઢૂકડો. કુધા૦૧૨
ભારત જુદ્ધ ભયંકરને-સંભારી આયુધ ભિડો;
હેબક પામી હવે લડે નહિ, હોય મરદ હીજડો. કુધા૦૧૩
વીર રસે હું શૂર ચડાવું, વીર ઉઠીને વઢો;
વલ્લભદાસ વદે હું ભેગો, ઊતારો ઘૂંટડો. કુધા૦૧૪-૧૩

**કોઈ શુરવીર? અરે! કોઈ મહાવીર?**

શુરોછે પૂત માઇનો કોઈ? શુરોછે પૂત માઇનો કોઈ? }
કે સૌ રંડવા ઉઠ્યા રોઇ? શુરોછે પૂત માઇનો કોઈ? } ટેક.
શૌર્ય વિના થઈ ખૂબ ખરાબી, સઘળું બેઠા ખોઈ;
તોપણ ભડવાના ભીતરમાં, ઊકળતું નથિ લોહિ. શુરો૦ ૧
માથું મુંડાવી ટૂંબા ખાધા, માતનિ કૂખ વગોઈ;
જન્મ ભુમી જખમી થઇ તોપણ જડતાને નહિ જોઈ.શુરો૦ ૨

રામા પેઠે ચુડલો પે'રી, કરવા જોગ રશોઈ;
નામ નપુંસકનું ધરનારી, ફાટી પડજો કોઈ! શુરો૦ ૩
પેટ ભરી ભાખરના ભોગી, છો ભાડુતી ભાઈ;
દાસ પણે જિવતાં રહેવાથી, અફિણ પિયોને ડોઈ. શુરો૦ ૪
હિંમતના હથિયાર બિડો–હાથે તરવાર શિરોઈ;
ઝટ ઝપાટા ચલવો ધીંગી ઢાલ વિષે ઘા ઠોઈ. શુરો૦ ૫
આગ સળગવાની સળગી રહિ, નથિ સંસારી સોઈ;
હાણ 'હવે કો' શું થાવાની, હોનારી સો હોઈ. શુરો૦ ૬
ધસી પડો ધીંગાણું મચાવી, ધાક ધ્યાનથી ધોઈ;
એર કદી મૃત્યૂ નિપજે પણ રે'શે જશ ખુશબોઈ. શુરો૦ ૭
સવા શેર સુંઠ જેની માયે, ખાધી ખંતી થઈ?
શીશ સમર્પે તેજ શૂરવિર, રણસંગ્રામે જઈ. શુરો૦ ૮
ક્ષણ ભંગુર કાયા માયામાં, મંન રહ્યા શું મોહિ?
વલ્લભ જન્મ સફળ કર દેશ હિતાર્થે દીલ પરોઈ. શુરો૦૯–૧૪

## રણધીરા રજપૂત હઠે નહિ. પ્રવિણ સાગર.

ગયા ક્યાં રણધીરા રજપૂત? ગયા ક્યાં રણધીરા રજપૂત!
ખરી શુરવિર સતિના સુત, ગયા ક્યાં રણધીરા રજપૂત! } ટેક.
રામ ભગીરથ ભરત ભિષ્મને, અર્જુન ભિમ અબધૂત;
હરિશ્ચંદ્ર દુષ્યંત દિલિપને, નૃપ નહુષાદિ અયૂત. ગયા૦ ૧
રઘુ દશરથ શિશુપાળ જરાસંધ, માંધાતા મજબૂત;
શૌર્ય અલૌકિક શત્રૂ સાથે યુદ્ધ અતી અદભૂત. ગયા૦ ૨
પૃથીરાય વનરાજ અને, સધરાજેસંઘ સપૂત;
રણ સંગ્રામે રક્ત વરણના, જાણે જમના દૂત. ગયા૦ ૩
ઉદેપૂરના રાણી જાયા, જુદ્ધ વિષે જાગૃત;
ધન્ય પ્રતાપ પરાક્રમિ મરતાં થયો નહીં નિવૃત. ગયા૦ ૪
ડંકે થાય રૂવાડાં ઉભાં, વેગ જેમ વિદ્યુત;
પડકારે બંગાણ પડે જ્યમ વાદળ, વાય મરૂત. ગયા૦ ૫

તેના વંશજ હાય! હવેરે, ભડકે ભાળી ભૂત;
હાંક્યા પરમાણે હાલેછે, જેમ બળદના જૂત. ગયા૦ ૬
એજ ભુમીને એજ દેશછે, એજ શે'ર સાબૂત;
હાય! જમિન અસ્માન પ્રમાણે,ફેર પડ્યો દુખ્યુત.ગયા૦ ૭
બેઠાં બેઠાં ખાવું ઊંઘવું, છે બકરાના જૂથ;
ધણીવિના થઈ ભૂમિ ભિખારણ,ચોળી અંગ ભભૂત.ગયા૦૮-૧૫

**તરત દાન ને મહા પુણ્ય.**

(મુરખો રળી રળી કમાણોરે. એને મળતી ચાલ.)
ઉઠો વિર બળવંતા બંકારે, નગારે ઘા દઈ દ્યો ડંકા. ટેક.
સ્પાર્ટન દેશ લિયોનીદાસ ધરાનીના દંગારે;
વિલિયમટેલ્સ અને વાશીંગ્ટન, ધીંગાણે ધીંગારે. ઉઠો૦ ૧
કર્યા સ્વતંત્ર સ્વદેશીને-પંડે પકડી ઝુંડારે;
શત્રુ સેનાને હંફાવી, હાલ કર્યા ભુંડારે. ઉઠો૦ ૨
રાવણની યા હોમ કરી-આ લુટવીછે લંકારે;
રણ સંગ્રામે શીશ સમર્પો, શીદ કરો શંકારે? ઉઠો૦ ૩
કામ કઠણછે જિતવાનું-એ નગરી બહુ વંકારે;
પણ એ પરમારથમાં મંડી, પંડિતમાં પંકારે. ઉઠો૦ ૪
બેવકૂફ એ મૂર્ખ મનુષ્યો, બોથડ બેઢંગારે;
સામ ઉપાયે જો સમજેતો, ઉલટી વહે ગંગારે? ઉઠો૦ ૫
અણસમજણના અંધકારથિ, છતી આંખે અંધારે;
ખોટા બોલાને ખટપટિયા, ખૂબ બન્યા ખંધારે. ઉઠો૦ ૬
થોડું બોલે ને થાકે નહિ, વાતે થઈ થંડારે;
વાડ કરીને મજબુત કીધા, વેમ તણા વંડારે. ઉઠો૦ ૭
બંધીખાનાથી નિકળો-બનિ બ્હાદુર બાજંદારે;
વલ્લભ કે' ગણકારો નહિ કદિ, નીચ તણી નીંદારે.ઉઠો૦ ૮-૧૬

**સુધારા વાળાને ધન્યવાદ.**

તરે તરણું કે તૂમડું, તરે ગાય કે વાણ;
તરે ભાગ્યશાળીનું પુન્ય પણ ન તરે પાપી કે પા'ણ.

ખમા વિર સૂધારા સાથીરે, થયાછો ભારતમાં ભાથી ટેક.
સત્વ ગૂણના અંશ ઊતર્યા, અખિલેશ્વરમાંથી;
દેશ હિતાર્થે તન મન ધનસૌ, ખરચ્યું ઘરમાંથીરે. ખમા૦ ૧
રાજ કરે અહિં વેમ સિંહ-તે હડકાયો હાથી;
કળા થકી કોંતાર મારિને, નરમ કર્યો નાર્થીરે. ખમા૦ ૨
બહુ અડચણ ટાળી અનુકંપા ઊર ઉતરવાથી;
લાજ કાજ કંઈ ગણકાર્યું નહિ, પામ્યા પ્રખ્યાતીરે. ખમા૦ ૩
નિકરં નહોતો સ્વાર્થ કાંઈ-એ કૃત્યો કરવાથી;
ઉલટો અજ્ઞાનીમાં અપજશ, વાધ્યો વદવાથીરે. ખમા૦ ૪
ગાળ મારને નાત બ્હારનાં, દુઃખ ખમ્યા આથી;
દયા વિના કારણ નથિ એનું, શું કહું કવિતાથીરે? ખમા૦ ૫
હિંમત હાર્યા નહિ સબળા શત્રૂ શું લડવાથી;
કાયા જિવ કુરબાન કરી-મૂક્યું ધુધ મરવાથીરે. ખમા૦ ૬
જાતે લાભ ન લીધો ફળ નહિ નજરે નિરખ્યાથી;
પણ ઊંડાં મુળ નાખ્યાં જાય ન નડતર નડવાથીરે. ખમા૦ ૭
વખત મળ્યો ખરૂં વદવા આજે, છૂટ નિકળવાથી;
માર્ગ મોકળો મૂકિ ગયા-અમ માટે સંગાર્તીરે. ખમા૦ ૮
કીર્તી સ્થંભ કર્યા ઊભો-કેશરિયાં કરવાથી;
ગામે ગામ ગજાવિશ નામો, ગુણિયલ ગણનાથીરે. ખમા૦ ૯
વલ્લભ વંદન વાર વાર છે, સાચી શ્રદ્ધાથી;
આનંદો અપવર્ગ વિષે-આશીષ અમારીર્થારે. ખમા૦૧૦-૧૭-૭૦

## इतिश्री सुबोध चिंतामणी काव्ये आधुनीक भरत खंडी आर्यभ्रम खंडन ग्रंथे तृतीय विभागः समाप्तः ॥

# सुबोध चिंतामणी.

## भाग ४ थो.

(વિવિધ રાગના ગરબા તથા ગરબીઓ.)

### સ્વદેશાભિમાન—ગુરૂજીની દેશી.

દેશ વિદેશ વિષે પડ્યો, હળવો હિંદુસ્થાન,
હા પૂર્વે કેવા હતો, ખરે સ્વર્ગ સમાન, હો દેશી;
હજી હાજર નામ નિશાન, હો દેશી;
હાય આજ કેવો હેરાન, હો દેશી;
હાંરે હિંદુ બન્યા હેવાન, હો દેશી. ૧

પૂર્વે પૂર્વજ રાખતા, રીત જમાનો જોઈ;
નાનાથી નહિ નાથતાં, આપતા આઠ વર્ષે જનોઈ, હો દેશી,
બાર વર્ષ ભણે સૌ કોઈ, હો દેશી,
વીશે પરણનાં ચિત્ત પરોઈ, હો દેશી,
રહેતી સર્વ સંસારી સોઈ, હો દેશી. ૨

વિશ બાવિશ વર્ષો સુધી, બ્રહ્મચર્ય સૌ બાળ—
પ્રીત ધરીને પાળતાં, જેથી વળગતો નહિ જંજાળ, હો દેશી,
જોડ કજોડની થાતીન બાળ, હો દેશી,
બાંધતાં પાણી પેહેલી પાળ, હો દેશી,
આજતો વણ મોતે કાળ, હો દેશી. ૩

બાળ લગ્ન બંધી હતી, હતું દેશ અભિમાન;
શૌર્ય પરાક્રમ શોભતું, જેમ સૂર્ય વડેજ વિહાન, હો દેશી;
વસ્તી માત્ર હતી વિદ્વાન, હો દેશી;
શરીરે પણ બહુ બળવાન, હો દેશી;

જાતિ બંધન નો'તું નિદાન, હો દેશી. ૪
ભીમ ભયંકર ભૂપતિ, મલ્લ હતા મસ્તાન;
ઉપજે શુણી અજાયબી, જેનાં તર્કટને તોફાન, હો દેશી;
નિત્ય યુદ્ધમાં આગેવાન, હો દેશી;
કરતા કાયા કુરબાન, હો દેશી;
હાય! આ શું એનાં સંતાન? હો દેશી. ૫
એ ઉત્તમ આર્યોતણા, કૂળ લજાવન હાર;
હિંદુ હલકા આપણે, ઉઠ્યા વંશ વિષે અંગાર, હો દેશી;
તજ્યા આર્ય તણા આચાર, હો દેશી;
પડ્યા પરદેશી પાકુ પ્રહાર, હો દેશી;
પડી સાંજ મટીજ સવાર, હો દેશી. ૬
એ પવીત્ર પૂર્વજ તણા, વંશ વિષે આવાર;
પુત્ર કહેવરાવાતણો, નથી આપણને અધિકાર, હો દેશી;
નથી રાખી દિલે દરકાર, હો દેશી;
અતી નિર્બળ સૌ નરનાર, હો દેશી;
ધિક્ક જિવતરને ધિક્કાર, હો દેશી. ૭
શૂર દેશિ જનમાં હતું, જે કિંચિત પ્રકાર;
તેને પાછળથી કર્યો, અહીંસા ધર્મે સંહાર, હો દેશી;
બગડ્યો સંસાર વે'વાર, હો દેશી;
ધરા ગઈ પરઘેર ધરાર, હો દેશી;
ઊર ઇચ્છે ગુલામી ગમાર, હો દેશી. ૮
આ વખતે અંગ્રેજનું, ભલું કરે ભગવાન;
જેણે સોંપિ સ્વતંત્રતા, વળી દીધું વિદ્યાનું દાન, હો દેશી;
નિકર આવત ક્યાંથી આ ભાન, હો દેશી;.
હજૂ હોત હેવાન સમાન, હો દેશી;
જાગો જાગો હવે નાદાન! હો દેશી. ૯

હાય! ભરતખંડ હાયરે! ઉકળે અંગ રૂધીર;
પૂર્વ સમય સંભારતાં, નથી રે'તી -હૃદયમાંધીર; હો દેશી;
ઉઠો ઉઠોને વલ્લભ વીર, હો દેશી;
થોયું છે પણ લાગે તોતીર, હો દેશી;
મોભે આણવાં નેત્રનાં નીર, હો દેશી. ૧૦
જોઈ દશા મુજ જીવડા, કાંયા બહુ દિલગીર?
અંતરમાં અકળાઇને, બાપુ! આણમાં આંખે નીર, હો દેશી;
ઉઠ લુઇ નાખ થઈ શુરવીર, હો દેશી;
ઢાલું ખોમાં હૈયાનું હીર, હો દેશી;
ખોળી કાઢ ખરી તદબીર, હો દેશી. ૧૧-૧

## ફટાણાં વિષે.

(કેફી સૈયર જેનો કંથડો. એ રાગ.)

ગોરી ફટાણાં ગાયછેરે, મરો લાજી લબાડ;
કીડા ખરેછે કાનથી, હાંરે બંધ કરો બગાડ. ગોરી૦ ૧
બબ્બે કટકા બોલે બધીરે, ભુંડી ભાંડેછે ગાળ;
ભૂડી મરો નર બાઇલા, હાંરે ઝટ પેસો પતાળ! ગોરી૦ ૨
"આળો ગાળોજ કઢાવતીરે, એક બીજાની જાય!"
ઉઠો ઓઢો શિર ચુંદડી! હાંરે ઉભાં રૂવાંડાં થાય! ગોરી૦ ૩
મૂછ નથી પણ પુંછછેરે, ગેં ગેં ફેં ફેં થઈ જાય;
જમતાં જમતાં એ સાંભળી, હાંરે ધિઃક મોઢું મરકાય. ગોરી૦ ૪
માતા પિતા ભાઈ ભાળતાંરે, નહિ લાજે લગાર;
આજ માંડ માંડ રજા મળી, હાંરે હૈયે હર્ષ અપાર. ગોરી૦ ૫
જાતી ઉત્તમછે આપણીરે, એવું શોભે ન મૂખ;
મૂખે મર્યાદા ન મૂકવી, હાંરે એમ ભાગે ન ભૂખ. ગોરી૦ ૬
બંધી કરીછે કારમીરે, કેક નાતે નવીન;
સારી શીખામણ શૂણતાં, હાંરે કેમ જુઓ જમીન? ગોરી૦ ૭

મંગળ ગીતો ગવરાવવારે, જેથિ રિઝે જગદીશ;
વિનતી વલ્લભદાસની, હારે રૂદે રાખો ન રીશ. ગોરી૦ ૮-૨

## બાળલગ્ન.

( ચતુરદેશ ચાંપાનેર. એ રાગ. )

પુજું પ્રથમ પરીબ્રહ્મ, પુજું પ્રથમ પરીબ્રહ્મ,
પ્રભુપાય પંકજે પડુંરે;
આપો કાવ્ય કળા ધર્મ, આપો કાવ્ય કળા ધર્મ,
દેશ દુઃખ રાવથી રડુંરે. ૧
બાળ લગ્ન બળવાન, બાળ૦ કરે રાજ કળીકાળમારે;
હુકમ માને હેવાન, હુક૦ ફસ્યાં ઝેરીની જાળમારે. ૨
એથી થાયછે કજોડ, એથી૦ પડે કૂવામાં કામનીરે;
તેનો નીકળે ન તોડ, તેનો૦ ઝુરે દીવસને જામનીરે. ૩
થાય શોકોનું સાલ, થાય૦ શુળી સાસૂ નણંદનીરે;
ખરા ખેદનો ન ખ્યાલ, ખરા૦ ઘડી એક નહિ આનંદનીરે. ૪
એથી ખાય માર ગાળ, એથી૦ નિતી પ્રીતી નાશી ગઇરે;
વ્યભીચારથી વટાળ, વ્યભી૦ નાથ નાનો નફ્ફટ થઇરે. ૫
ચડે કૂળને કલંક, ચડે૦ ડંક લાગ્યાથી દીલમારે;
વાત એની નીશંક, વાત૦ વધે દાડી દલીલમારે. ૬
ગઈ વિદ્યા વીશાળ, ગઈ૦ આવ્યું અજ્ઞાન અંધારિયુંરે;
થયાં નિર્બળ નિર્માલ્ય, થયાં૦ સૂખ સર્વે સંહારિયુંરે. ૭
પરાધીન પડ્યા આજ, પરા૦ બન્યા બીકણને બાઇલારે;
જિવે મૂઆ જેવાજ, જિવે૦ કરે ટેંટેં જે ટાઇલારે. ૮
ગયા ઉદ્યમ વેપાર, ગયા૦ હોંશ હિંમત હારી ગયારે;
બધો બગડ્યો આચાર, બધો૦ વિપ્ર શીકે શુદ્રો થયારે. ૯
ઘટ્યું એણે આયૂષ્ય, ઘટ્યું૦ હુંશ કાઢી ઠરાવમારે;
ધરી હાથમાં ધનૂશ, ધરી૦ મનુષ માર્યાંછે લ્હાવમારે. ૧૦

બ્રાહ્મણોએ બ્રહ્મચર્ય, બ્રાહ્મ૦ કર્યું બંધ બાર વર્ષનુંરે;
ત્યાંથિ ધબ્બ ઢાકણુંજ, ત્યાંથી૦ રહ્યું રેવાઈ ઉત્કર્ષનુંરે. ૧૧
કુટી કુટી કળજૂગ, કુટી૦ બાળ બ્રહ્મ બગાડિયોરે;
કુંભકર્ણ જેવી ઊંઘ, કુંભ૦ શીદ ઊઠે અનાડિયોરે! ૧૨
આઠ વર્ષે જનોઈ, આઠ૦ પૂર્વે પુત્રોને આપતારે;
શિયળ વૃત્ત સર્વકોઈ, શિય૦ પછી પ્રીતે પળાવતારે. ૧૩
વીશ વર્ષ સુધી એમ, વીશ૦ ભલી વિદ્યા ભણાવતારે;
પાળે નિત્ય નિર્તાનિમ, પાળે૦ પછી નારી પરણાવતારે. ૧૪
થયું સપના સમાન, થયું૦ હાય! એવું આ કાળમાંરે;
ભુલ્યા હિંદુઓ ભાન, ભુલ્યા૦ પડ્યા ચૂલાની પાળમાંરે. ૧૫
ઘેર ઘેર લાગી લાય, ઘેર૦ થાય કજિયા કૂસંપથીરે;
મોટા મોટા મુંજાય, મોટા૦ ઠરી બેસે ન જંપથીરે. ૧૬
ભાગ્ય હીણુ ભરતખંડ, ભાગ્ય૦ રામ ધર્મ જેવા ગયારે;
પડ્યો આર્ય ધજા દંડ, પડ્યો૦ બધા બકરી જેવા રહ્યારે. ૧૭
ખોઈ રીદ્ધિ ખોયું રાજ, ખોઈ૦ પરાધીન પણું ભોગવેરે;
વડીલોની ખોઈ લાજ, વડી૦ આજ જાગી નહીં જુએરે. ૧૮
વીશનોરી વળગાડી, વીશ૦ બાપુસાહેબ ભણીરહ્યારે;
કરે લાડ જ્યારે લાડિ, કરે૦ પોથાં થોથાં ભૂલીગયારે. ૧૯
પછી આવ્યું શીમંત, પછી૦ બહૂ બચ્ચાં કચ્ચાં થયાંરે;
જેનો ઝટ આવે અંત, જેનો૦ થયાં રોગી રગટૅટિયાંરે. ૨૦
માંડ મોટાં થયાંજ, માંડ૦ નૂરહીણાં નીહાળતાંરે;
જાય જુદ્ધે શું આજ! જાય૦ હાલ્યે ચાલ્યે કંટાળતારે. ૨૧
શરિર બાંધો બંધાય, શરિ૦ તેની પેહેલાં પરણાવિયાંરે;
તેથી બંધ તૂટી જાય, તેથી૦ પછી આવાં ફળ આવિયાંરે. ૨૨
દૂધ પીવા લાયક, દૂધ૦ હજી દાંત એના દૂધિયારે;
જણે ત્યાં તો બાળક, જણે૦ દૂધ પીજાય અધૂરિયાંરે. ૨૩

બાળ રમ્મતની રીત. બાળ૦ હાય! ઢીંગલાને ઢીંગલીરે;
વિનાશકાળે વિપરીત, વિના૦ બની બુદ્ધિ રૂઠી નીકળીરે. ૨૪
તંન મંન તુટિ જાય, તંન૦ ભલી વિદ્યા ભણાયનૈરે;
કેમ કામકાજ થાય, થાય૦ પાઈ એક્કે કમાય નૈરે. ૨૫
અરે મૂર્ખ માત તાત, અરે૦ ઘડી શાત વાત સાંભળોરે;
વેર વાળો વિખ્યાત, વેર૦ કયા જન્મ તણો આંબળોરે? ૨૬
ભૂખ વીના ભાવે ન, ભૂખ૦ દરદ વિના દવા નહીંરે;
વિના કારણનું વેન, વિના૦ લાભ એક્કે ન એ મહીંરે. ૨૭
રૂતુ પ્રાપ્તી શીવાય, રૂતુ૦ સંગ સ્ત્રીનો કરવા થકીરે;
જરૂર નર્કમાં જવાય, જરૂ૦ લખ્યું શાસ્ત્ર વિષે નકીરે. ૨૮
નાની પરણીને તોય, નાની૦ જંન જોસા ન જાળવેરે;
હાણ એથી બહુ હોય, હાણ૦ કદી સ્ત્રીને સમુળી ખુવેરે. ૨૯
બેઉ ગાલ બેશી જાય, બેઉ૦ થાય સેજે કડ ભાંગલીરે;
પડે વાંકા વાંકા પાય, પડે૦ ટાંગો મરડાતાં પાંગળીરે. ૩૦
ભુંડું ભુંડું બાળ લગ્ન, ભુંડું૦ મગન થાઓ શું માનવીરે?
ઊર માંહીં ઉઠે અગન, ઊર૦ જગન જોડ્યો શું દાનવીરે? ૩૧
ખાન પાન તણું તત્વ, ખાન૦ સત્વ આખા શરીરનુંરે;
પીંડ ગર્ભે બંધાય, પીંડ૦ જેમ જામે રૂધીરનુંરે. ૩૨
વિર્ય એવું અમૂલ્ય, વિર્ય૦ પ્રાણદાતા પુરૂષારથીરે;
નથી કાંઈ તેની તુલ્ય, નથી૦ જિવે એના આધારથીરે. ૩૩
એનું બાળી નાખ્યું મૂળ, એનું૦ બાળ લગ્ને બૂરૂં કર્યુંરે;
નિકંદન કરીને કૂળ, નિક૦ બળવાન બીજને હર્યુંરે. ૩૪
અફિણિયાની જેવા હાલ, અફિ૦ અફિણ વીના થયા સહીરે;
દીસે ડાચું રાંકાટ, દિસે૦ મૂખ માખી ઊડે નહીંરે. ૩૫
કાલું કાલું બોલે બાળ, કાલું૦ પેરી જાણે ન પોતડીરે;
એનો કામની છે કાળ, એનો૦ ચુંથી નાખે કાયા થડીરે. ૩૬

ફટ! ફટ! ફિટકાર, ફટ૦ કહ્યું માનો ન કોઇનુંરે;
ધર્મ બોરી ધિક્કાર, ધર્મ૦ કરો પાન બાળ લોહિનુંરે. ૩૭
ચપ! ચૂપ! મતીમુંઢ, ચૂપ૦ જુઠું ડા'પણ ન ડોળશોરે;
થયો ઘા સોજિ રારૂઢ, થયો૦ હવે ઔષધને ખોળશોરે. ૩૮
જાગો જાગોરે ઝટ, જાગો૦ મારા દેશી દયામણારે;
બાળ વીવા નફટ, બાળ૦ ભુંડા હાલ કરે આપણારે. ૩૯
વલ્લભદાસ વણીક, વલ્લ૦ ગાય ગરબો સાચું કહીરે;
રાખો ઈશ્વરની બીક, રાખો૦ ઉત્તર દેવો પડશે શહીરે. ૪૦-૩

## બાળ લગ્નનો બીજો ગરબો.

( જગત જોગમાયારે. ઢાળ )

હાલ હિંદૂનિ જાતીમાંય, બને બાળ વિવારે;
હાય? હાની હજારો થાય, બને બાળ વિવારે. ૧
ઢિંગલાં ઢિંગલી પરણાવે બાળ, બને બાળ વિવારે,
કાળ આણ્યો ઓરો તત્કાળ, બને બાળ વિવારે. ૨
કહિ કહિને આણ્યો કળજાુગ, બને બાળ વિવારે;
નથી સાચા નીકરે જૂગ બૂગ, બને બાળ વિવારે. ૩
જણે બાર વરસની બાળ, બને બાળ વિવારે;
ત્રાહિ! ત્રાહિ! ત્રિભૂવન પાળ, બને બાળ વિવારે. ૪
વર નાનો રહે વહુ મોટી, બને બાળ વિવારે;
દુઃખ કોટી થશે રીત ખોટી, બને બાળ વિવારે. ૫
જોડ ભેટી છે ઘેરાં ઘેરી, બને બાળ વિવારે;
તેથિ પ્રીતી રહેછે છેટી, બને બાળ વિવારે. ૬
વઢે દાડી રૂવે રાડ પાડી, બને બાળ વિવારે;
ભડે સાસૂજી ત્યાં ત્રાડ પાડી, બને બાળ વિવારે. ૭
ધિઃક ધિઃક વયે શું પ્યાર? બને બાળ વિવારે;
શું સમજે દંપતિ વેહેવાર? બને બાળ વિવારે. ૮

કોઈ કાળે કજોડાં થાય, બને બાળ વિવારે;
પછી હોળી હૈયે હાય હાય! બને બાળ વિવારે. ૯
કાળો કેર જુઓ ઘેર ઘેર, બને બાળ વિવારે;
ઝુરે ગોરી જિવતર ગણી ઝેર, બને બાળ વિવારે. ૧૦
કરે સરખી વયનાં વેશવાળ, બને બાળ વિવારે;
પછી થાય કજોડ કરાળ, બને બાળ વિવારે. ૧૧
વધી જાય ઊકરડિ વિશેષ, બને બાળ વિવારે;
વર ઠીંગણો રહે અવશેષ, બને બાળ વિવારે. ૧૨
જૂવતીનું જોબન સોળવર્ષ, બને બાળ વિવારે;
પણ નરનો વીશે ઉત્કર્ષ, બને બાળ વિવારે. ૧૩
તેથિ જૂવંતિ જોબનવંતી, બને બાળ વિવારે;
વર નાને રડી વીલપંતી, બને બાળ વિવારે. ૧૪
જાય ભૂલી બાળક ભણવાનું, બને બાળ વિવારે;
પડ્યું છાનું પીડાશું પાનું, બને બાળ વિવારે. ૧૫
હજી વેળા ભલી ભણવાની, બને બાળ વિવારે;
પણ પરણ્યાથી પાછો પાની, બને બાળ વિવારે. ૧૬
હજુ રમવાનું દીલમાં દાડી, બને બાળ વિવારે;
ત્યાં વીશનોરી વળગાડી, બને બાળ વિવારે. ૧૭
બાપડાને પગે પડી બેડી, બને બાળ વિવારે;
છેક કાચી કેરીને વેડી, બને બાળ વિવારે. ૧૮
ઘેર નારી, જતાં નિશાળે, બને બાળ વિવારે;
થાય દાડી શરમ દીલ બાળે, બને બાળ વિવારે. ૧૯
કૌશલ્ય વધે નહિ કાંઈ, બને બાળ વિવારે;
પછી દોડે વૃત્તિ દ્રવ્ય માંહીં, બને બાળ વિવારે. ૨૦
રાંક હોય તે રહે રોજ રાંક, બને બાળ વિવારે;
તેમાં શેનો નશીબનો વાંક? બને બાળ વિવારે. ૨૧

ભણ્યો ગણ્યો નહિ ભલિભાત, અને બાળ વિવારે;
પડે પેટ તણી પંચાત, અને બાળ વિવારે. ૨૨
પછી નીચા પગારની ખોળી, અને બાળ વિવારે;
નોકરીમાં રહે રામડોળી, અને બાળ વિવારે. ૨૩
હોત સારો કદી કેળવાયો, અને બાળ વિવારે;
થાત સૂખી બની દિલ ડાહ્યો, અને બાળ વિવારે. ૨૪
કદી પીતાજી પૈસાદાર, અને બાળ વિવારે;
તોય ભણ્યા વિના નહિ ભાર, અને બાળ વિવારે. ૨૫
કાચિ કેરીને ઘોળી નાખી, અને બાળ વિવારે;
રસ ખાટો જોયો જ્યાં ચાખી, અને બાળ વિવારે. ૨૬
બાળ એક બગાડી નાખ્યો, અને બાળ વિવારે;
લ્હાવ લેવા ફોડી બે આંખો, અને બાળ વિવારે. ૨૭
આવડે ન રૂડો રોજગાર, અને બાળ વિવારે;
ખોઈ ખરચી થાશે ખૂવાર, અને બાળ વિવારે. ૨૮
રોગે રીબાવાનું એજ મૂળ, અને બાળ વિવારે;
કમજોર કાયામાં શૂળ અને બાળ વિવારે. ૨૯
લાલચોળ હતો મુખ ચ્હેરો, અને બાળ વિવારે;
થયો પીળો ફિક્કો બેઉ કેરો, અને બાળ વિવારે. ૩૦
ત્રીશવર્ષે આવ્યા વાળ ધોળા, અને બાળ વિવારે;
બાળલગ્નના ગેબી ગોળા, અને બાળ વિવારે. ૩૧
ઝટ જણવા, મંડે નાનાથી, અને બાળ વિવારે;
વેંત જેવડાં ગલુડિયાં ત્યાંથી, અને બાળ વિવારે. ૩૨
થાય ભેગું ભુંડણનું ડાર, અને બાળ વિવારે;
ટળે ખાવાનું તેણીવાર, અને બાળ વિવારે. ૩૩
એજ દુષ્ટ દશાનન ભારી, અને બાળ વિવારે;
વણ વાંકે વિંધ્યાં નરનારી, અને બાળ વિવારે. ૩૪

બાળકીના છોરૂ બળહીણ, બને બાળ વિવારે;
નિત્ય માંદાં તેથી તનક્ષીણ, બને બાળ વિવારે. ૩૫
પુરૂષાતન વિનાની પ્રજા, બને બાળ વિવારે;
થઈ બાળલગનની સજા, બને બાળ વિવારે. ૩૬
ચૌદ વર્ષે પરણાવો છોડી, બને બાળ વિવારે;
દીકરાની ઉતાવળ થોડી, બને બાળ વિવારે. ૩૭
પાંચ વર્ષે જૂઓ વહુ નાની, બને બાળ વિવારે;
• ખિલે જૂવાનીતો મનમાની, બને બાળ વિવારે. ૩૮
ભણીગણી થવા દ્યો મોટો, બને બાળ વિવારે;
નથી તેમાં તમોને ટોટો, બને બાળ વિવારે. ૩૯
પુત્ર નાનો પ્રોતે પરણાવે, બને બાળ વિવારે;
મોત વેહેલું બોલાવી લાવે, બને બાળ વિવારે. ૪૦
છતી આંખે અંધાપો લેશે, બને બાળ વિવારે;
નહીં ઠામે ઠરી તે બેસે, બને બાળ વિવારે. ૪૧
ઉનું ખાતાં દાઝયા દોષ કોને? બને બાળ વિવારે;
દાસ વલ્લભ વદે જીવ જોને, બને બાળ વિવારે. ૪૨-૪

## કોઠાળ ઘોડી વિના જબ્બર વછેરો આવે નહિ.

(રંગ ભર્યે રમતાં રાસમાંરે.એ રાગ)

નાની છોડી છેયું જણેરે, હાંહાંરે એજ કળજુગ કરડો;
બાર વરસની બાળકીરે, હાંહાંરે જણે જેવો ઉંદરડો. નાની૦૧
બાળકીને થયાં બાળકોરે, હાંહાંરે કોણ ધાવે ધવરાવે ?
નાટક માંડ્યું હીંદુએરે, હાંહાંરે હસવું બહુ આવે. નાની૦૨
માલ વિનાનાં વેંતિયાંરે, હાંહાંરે ઊવાં ઊવાં રડેછે ?
તેએ પુરૂં ન રડી શકેરે, હાંહાંરે જોઈ ચિતરી ચડેછે.નાની૦૩
મોટાં થતાં સૂખી ઘણાંરે, હાંહાંરે પહોંચે જમદ્વારે;
જીવે ક્યાંથી કાયાહિણાંરે? હાંહાંરે ઉછરે શું અત્યારે?નાની૦૪

જાણે નહીં જે જાળવીરે, હાંહાંરે પંડ પોતે પોતાનું;
તે શું સંભાળે છોકરૂંરે? હાંહાંરે બાળ પોતેજ નાનું. નાની૦ ૫
પે'રી ઓઢી જાણે નહીંરે, હાંહાંરે ખાઈ જાણેજ ખાવું;
બાળ કેવું એને અહીંરે, હાંહાંરે ક્યાંઈ દીઠું ન આવું. નાની૦ ૬
માબ વિનાની મા હજીરે, હાંહાંરે બાળ ઉપડે ન હાથે;
એના થકી શું ઊછરેરે? હાંહાંરે માંડ્યો જૂલમ માથે. નાની૦ ૭
ધવરાવતાં નહીં આવડેરે, હાંહાંરે નવરાવી ન જાણે;
ખવરાવવે ખંતી નહીંરે, હાંહાંરે પેઠ વળગી પરાણે. નાની૦ ૮
રમવું રખડવું બહુ ગમેરે, હાંહાંરે ખાય કાચુંને કોરૂં;
બાળ સદા માંદું મરેરે, હાંહાંરે મોત આણેછે ઓરૂં. નાની૦ ૯
છોકરીયો સાથે રમેરે, હાંહાંરે રોતું બાળ બેસારી;
ટેંટેં કર્યા કરે બાપડુંરે, હાંહાંરે પણે કુદે પોકારી. નાની૦ ૧૦
આવે માનીમા દોડતીરે, હાંહાંરે વડકાં મૂખ દેતી;
તેડે બિચારા બાળનેરે, હાંહાંરે ગાળ ગરજીને દેતી. નાની૦ ૧૧
જોર કરી લઈ ચોટિયોરે, હાંહાંરે ચાલ્યાં બેઉ બબડતાં;
"નાની મૂઈ છો શું હવેરે? હાંહાંરે પડ્યાં પેટ શું નડતાં?" નાની૦ ૧૨
નાટક નિત્ય એવાં બનેરે, હાંહાંરે નથી એમાં નવાઈ;
ટોકી ટોકી કરે ટોહરીરે, હાંહાંરે બને બાવરી બાઈ. નાની૦ ૧૩
કાયર થઈ કંટાળતીરે, હાંહાંરે સ્નેહથી ન સંભાળે;
રામ વિનાનાં રેંડલાંરે, હાંહાંરે જીવી લીલું શું વાળે? નાની૦ ૧૪
બાળ મતીની બાપડીરે, હાંહાંરે જીવ રમતમાં જાઝો;
કોપે કનડતાં કાળજેરે, હાંહાંરે કાઢે કડવા અવાજો. નાની૦ ૧૫
રોષે રોયો પીટ્યો! કહીરે, હાંહાંરે ઠીકે વાંસો ધમારે;
ચોટીયો લે ધબ ધાવતાંરે, હાંહાંરે ભુંડી ગાળ ઉચ્ચારે. નાની૦ ૧૬
કેવાં એને વળી છોકરાંરે? હાંહાંરે હજુ બાળક પોતે;
આવે અધૂરાં અભાગિયાંરે, હાંહાંરે મરતાં વણ મોતે. નાની૦ ૧૭

ઊંચ ઊડાડો દેશિયોરે, હાંહાંરે ડાલું ડા'પણ ન ડોળો;
ખોટું કહુંતો ખીજજોરે,હાંહાંરે ખરે પાયરૂં ખોળો. નાની૦ ૧૮
જીવ દયા પ્રતિ પાળકોરે, હાંહાંરે હિંદુ બાળહત્યારા;
બાળ લગ્ને બગડી દશારે,હાંહાંરે તોય મારગ ન્યારા. નાની૦ ૧૯
લાયક ઉમર થયા વિનારે, હાંહાંરે નહીં પુત્રિ પરણાવો;
વલ્લભદાસની વીનતીરે,હાંહાંરે નિંદો તો નથિ દાવો.નાની૦ ૨૦-૫

## વિદ્યાર્થિનું કુમારવૃત્ત.

(રંગતાળિ રંગતાળિ રંગતાળીરે, રંગમાં રંગતાળી. એ રાગ.)

બ્રહ્મચારિ બ્રહ્મચારિ બ્રહ્મચારીરે,બાળ રેહો બ્રહ્મચારી. } ટેક.
બણો બાવે વિદ્યા વિસ્તારીરે, બાળ રહો બ્રહ્મચારી. }

સદ્ગુણથી તન શણગારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧
ઊરમાં ઊપદેશ ઉતારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨
મેળવો હુન્નર હુશિઆરીરે, બાળ રો બ્રહ્મચારી. ૩
પિયો જ્ઞાન પીયુષની ઝારીરે, બાળ રો બ્રહ્મચારી. ૪
વીશ બાવીશ વર્ષ વિચારીરે, બાળ રો બ્રહ્મચારી. ૫
ત્યાં સૂધી ત્રિયા ધિક્કારીરે, બાળ રો બ્રહ્મચારી. ૬
નિકર જાશે જન્મારો હારીરે, બાળ રો બ્રહ્મચારી. ૭
નહીં આવે ફરી ફરી વારીરે, બાળ રો બ્રહ્મચારી. ૮
શુણજો આ શિખામણ સારીરે, બાળ રો બ્રહ્મચારી. ૯
પછી બુદ્ધી શુદ્ધીની ન બારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૦
વાત વીસારી દ્યો સંસારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૧
મંન જુસ્સા સે'જે સંહારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૨
છો આર્ય વંશી અવતારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૩
નીમ પંડે મુકો પડકારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૪
ખોટ ખાશો નહીં ઓંખારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૫
હાલ હીંદુની રીત નઠારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૬

દશા રૂપી નિશા અંધારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૭
રીત રાખી પૂરવની ન્યારીરે, બાળ રો બ્રહ્મચારી. ૧૮
નાનાથી પરણાવે પ્યારી રે, બાળ રો બ્રહ્મચારી. ૧૯
બ્રહ્મચર્ય બેઠા પરવારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૦
જોઈ છૂટે કાયા કંપારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૧
છેક નાની ઊમરમાં નારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૨
ઝેર જેવી તે સંગે જારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૩
એજ કાળજાનો ઘા કારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૪
તન બગડી થાય બિમારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૫
વ્યવહારનું જ્ઞાન વધારીરે- બાળ રો બ્રહ્મચારી. ૨૬
તનમન ધન ત્રણ લ્યો સુધારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૭
પછી સૂખે કરો તૈયારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૮
ગૃહસ્થાશ્રમ ભોગવો ભારીરે, બાળ રો બ્રહ્મચારી. ૨૯
તો તમપર જઉં બલિહારીરે, બાળ રો બ્રહ્મચારી. ૩૦
ગયા મોટા પંડિત પોકારીરે, બાળ રો બ્રહ્મચારી. ૩૧
વદે વલ્લભદાસ વિચારીરે, બાળ રો બ્રહ્મચારી. ૩૨-૬

## મોટામાં મોટું જોખમ વિવાહ.

(બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનુંરે. એ રાગ)

મહા ભારતછે કામ વિવાહનુંરે, હિંદૂ! હલકું જાણ્યું કેમજો? મહા૦ટેક
નથી કુંભારતણું તે હાંડલુંરે, બળથી ન પાછું બદલાવાયજો;
કદિ સંબંધ ન તોડ્યો તૂટશેરે, છે મિથ્યા પાછળ પસ્તાયજો. મ૦
જેજે જોખમ જગમાં જાણિયેરે, એમાં છે સૌથી આ મૂખ્યજો;
જેવી રાખેલી સંભાળનેરે, અંતે એવું હશે સુખ દુઃખજો. મહા૦
એમાં નથિ ઊતાવળ કામનીરે, તપાશી ભરિયે ડગલું ભ્રાતજો;
એ આધાર બધા સંસારનોરે, સર્વે શાસ્ત્રવિષે વિખ્યાતજો. મહા૦
આખા જન્મ સુધીનાં સૂખનાંરે-કાંતો દુખનાં મુળ રોપાયજો;

દશ મહિના ઊદરમાં રાખિયારે,એના વેરિ થશો શું હાયજો?મ૦
લેવા શાક જરા જ્યાં નીસરોરે, ભટકો દૂકાને દૂકાનજો;
આખો જન્મારો જ્યાં જોડવોરે, તેમાં કેમ બનો હેવાનજો?મહા૦
જો કદિ કામ પડ્યે હોય રાખવોરે,કોઈ પણ નોકરને નિજ ઘેરજો;
એ નર જાર જુગારી તો નથીરે! એમ પડપૂછ કરો બહુપેરજો.મ૦
પઈની પણ વસ્તૂ લેતાં તમેરે,આડી અવળિ તપાસો ખૂબજો;
આમાં આંધળિયાં કરિને પડોરે,તે હું જોઈ બનું તાજૂબજો.મ૦
મિથ્યા ચંદ્રતાણું મળવાપાણુંરે, એ સૌ જૂઠ જુઓ શું જોષજો?
હાથે દીવા લઈ કૂવે પડોરે, તેમાં દૈવ શિરે શો દોષજો? મહા૦
મનમાં ધર્મ અધર્મ ન ધારતાંરે, શાસ્તરને પણ જોવું શીદજો?
છો ભવ બગડે બંને બાળનોરે, પણ લા'વો લેવા તાકીદજો! મ૦
રે! મૂરખતો સૌ મરશો તમેરે, માટે માનો મારી વાતજો;
લ્હાવામાં મૂકી દ્યો દેવતારે.પડતી મેલો હઠ પંચાતજો. મહા૦
બાળક હત્યારા હિંદૂ તમેરે, શરણાગત હણતાં નહિ શોકજો;
ખોળે બેસારી બવરાવતાંરે, ટપકૂંપો દઈ દીધો ડોકજો. મહા૦
સ્રીહત્યા બ્રહ્મહત્યાથી ઘણુંરે, બાળક હત્યા કેરૂં પાપજો;
સંસારે બાળક સંભાળવાંરે, માટે થાપ્યાંછે માબાપજો. મહા૦
દીવસ બગડ્યો શાક બગાડતાંરે, તેમ અથાણે આખું વર્ષજો;
નર કે નારી જોડી નહિ જડીરે,આખોભવ બગડ્યોનહિહર્ષજો.મહા૦
પ્રીતીની રીતી ન્યારી ગણોરે, કવિ કોવિદ કળે નહિ નીમજો;
તેમાં કામ ન બીજા કોઇનુંરે,એની મેળે થાય અસીમજો. મહા૦
બંધાશે ન પરાણે પ્રીતડીરે, તેમજ તોડી તૂટે નૈજજો;
એમાં વ્યર્થ પરીક્ષા અન્યનીરે,હોય થવાની તેતો થૈજજો.મહા૦
પ્રીતીવણ પરણાવે તે પિડારે, તેવણ નીતીનો પણ નાશજો,
કદિ શૂરા ટેકી મન સાચવેરે,પણ ઘાયલ ઘટડું ઊદાશજો.મહા૦
માટે નાના નહિ પરણાવશોરે, કુંવારા રાખો વય કૂમારજો;

જ્યારે જોબન જાગે અંગમાંરે, તે ટાણે થાજો તૈયારજો.મહા૦
દરદ વિના ન દવા દેવી ઘટેરે, ભૂખ વિના શું ભોજન ખાયજો;
ઓડપણું કરી જોરજુલંમર્થીરે, ખવરાવેતો ઉલટી થાયજો.મહા૦
છૈયો છોડી નહિ પરણાવવારે, પણ પરણાવો નરને નારજો;
તોડો રૂઢી અંધ પરંપરારે, દોરાશો નહિ ડા'પણદારજો. મહા૦
સરખે સરખી વય નહિ શોધવીરે, પણ વર મોટો વર્ષે પાંચજો;
જોશોતો રોશો ન કદી તમેરે.આબરૂને નહિ આવે આંચજો.મ૦
જોડી જોજો ગુણ સ્વરૂપમાંરે. તોતો સે'જે વધશે સંપજો;
વલ્લભદાસ વણીકની વીનતીરે, માનો મળશે બક્ષો જંપજો. મ૦

## દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય.

(રાગ ઉપર પ્રમાણે)

ઘરડો પિયુ પરણાવ્યો મૂજનેરે,મોટાં વેરી મુજ માબાપજો.ઘ૦ટેક
લઈને ખૂબ રૂપૈઆ રોકડારે, વેચી મુજને પૈસા માટજો;
પૈસામાં શું પૂજો મૂકવોરે? ડોસા સાથે વાળ્યો દાટજો. ઘરડો૦
નિજ કન્યાને કન્યાદાનમાંરે, બળબળતો રંડાપો દીધજો;
મડદાં સાથે માંઢળ બાંધિયોરે.બળતી લામાં લા'વો લીધજો.ઘ૦
બાપે મારો ભવ બાળ્યો બધોરે. સૌ શૃંગાર થયા અંગારજો;
નવિ ચોળીમાં હોળી મૂકવીરે, નથડીમાં લથડી ધિક્કારજો. ઘ૦
રડતાં રડતાં રાતે રીશમાંરે, ચોંપે ચોરી નાખ્યો ચોરજો;
ગોઠે નહિજ ઘરેણાં ઘાલવાંરે. ધારૂં શી રીતે હું ધીરજો! ઘ૦
દેખીને ડાચું ડોસા તણુંરે, મારા તનમાં ઉપજે ત્રાસજો;
મારૂં જોબનિયું ઝૂકી રહ્યુંરે, બળતી રહુંછું બારેમાસજો. ઘ૦
રમવા જમવા જાવાનું તજ્યુંરે, રોવા જોવાનું રહ્યુંજજો;
શી રીતે રહેવું સંસારમાંરે, એકકે વાત પડે નહિ સૂજજો. ઘ૦
ફોફળ ઘાલી રાખે ગાલમાંરે, જાણે ખાડા નવ વર્તાયજો;
પે'રે ઊંચી પેંડનિ પાઘડીરે, પણ ભુંડું ઉલટું દેખાયજો. ઘ૦

શીયાળામાં સાલમપાકનેરે, શક્તી વધવા ખાંતે ખાયજો;
નાખોરી ફુટી લોહિ નીકળેરે, શક્તીની મુકતી ત્યાં થાયજો. ધ૦
કાંઠા શું જ ચડે પાકે પડેરે ? છેલાઈ જોઈ હસે સૌ લોકજો;
માણસને મન વેશ ભવાઈનોરે, મુજને અંતર ઊંડો શોકજો.ધ૦
જોબન તો જોબન સાથે ઝુકેરે, પીંટયા સાથે શેનો પ્રેમજો ?
વીશ વરસના વરનું સૂખડુંરે,ભાળ્યું નહિ આ ભવમાં એમજોધ૦
હેરે સામું હરામી માણસોરે, જાણી નોંધણિયાતું ધંનજો;
પણ હું પરમેશ્વરના ત્રાસથીરે, નીતી પાળું નીત તનમંનજો. ધ૦
પરણ્યા મુજને પુત્રની લાલચેરે, જાણે રે'શે વંશ કદાચજો;
પણ પર પુત્રીનો ભવ બાળતાંરે, શોધિ શિદ ખોટું કે સાચજો.ધ૦
બાળ કદાપી સાંપડશે મનેરે, તો પણ તેમ શું દિલ દુખ જાયજો?
જોબન દા'ડા જાવા દોહલારે, રોવાને રડું લાગી લા'યજો. ધ૦
મરશે તો માથે મુંડો થશેરે, નહિતો જીવતે રાંડી છૌંજજો;
શેનો પતિ એ શેની હું પ્રિયારે?પણ હું ધર્મ વિચારી રૌંજજો.ધ૦
માત પિતા તમને ધિક્કાર છેરે, વાળ્યાં પૂર્વ જનમનાં વેરજો;
આડો એરૂ કેમન ઊતર્યોરે! મુજ જિવતરમાં નાખ્યું ઝેરજો. ધ૦
મંડપ શે નહિ સળગ્યો એ સમેરે? તૂટી કેમ પડ્યો નહિ આભજો?
કેમ રસાળા ગઇન રસાતળેરે? સાંખ્યે કેમ પ્રભૂ સાક્ષાતજો? ધ૦
એની આશિષ દઈ માબાપનેરે, મારે છેવટ મરવું છેજજો;
મારે તો થાવાનું થઈ રહ્યુંરે, પણ હું અક્ષર બોલું બેજજો. ધ૦
ધરડો હોય નવલશા નાનજીરે, વાગે છપ્પન ઉપર ભેરજો;
તો પણ પુત્રી નહિ પરણાવશોરે, નહિતો પસ્તાશો બહુ પેરજો.ધ૦
ધણિ મૂરખિયો કહે જીવે ઘણુંરે–ધરડાપણ, તો શેનું દુઃખજો ?
દુઃખ અરે છાનું રાખ્યું બધુંરે, શરમે કહેવાતું નથિ મૂખજો..ધ૦
મહાજન છો માબાપ તમે ખરાંરે, પુત્રી ગાય સમાન ગણાયજો;
વાર કરીને બાંધો બંધનેરે, નહિતો તમ શિરછે હત્યાયજો. ધ૦

અમને આપી છૂટ સ્વતંત્રતારે, મહારાણી શાણી સરકારજો;
માબાપો મારેછે બાળનેરે, તેની પેગે કરજો વારજો. ધ૦
જમણો હાથ કરે ગુનો કદીરે, ડાબાને શિક્ષા નહિ થાયજો:
સાથે સિંહ બકરી પાણી પિયેરે,એવો વખણાયછે તુંજ ન્યાયજો.ધ૦
તો આ થાય જુલમ શો આવડોરે? નાનાં બાળક નીરાધારજો;
મારે તો નહિ દેવાં મારવારે, એ છે ફરજ તમારી સારજો. ધ૦
કરતા દૂધ પિતી નિજ દીકરીરે, રજપૂતોને અટકાવ્યાજજો;
ધાડજ આ ધોળે દાડે પડેરે, તેનો કેમ કરો ન ઈલાજજો. ધ૦
નાની ઊમરમાં નાથી દિયેરે, ત્યારે જાણે શું પરિણામજો?
વલ્લભદાસ વણિકની વીનતીરે,લખતાં લાંબું થાય લખાણજો.ધ૦

**ઘર બાળીને તીરથ કરવું.**

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ.)

દાડાનાં દુઃખડાં બેની કહું કેટલાં?
એજ દુખે હું રહિજ રખડતી રોજજો;
બંબેરી બાધું બાનારે બાંતથી,
પડ્યા ઉપર દઈ પાટુ માણી મોજજો. દાડા૦ ૧
પાંચ દિવસ વીત્યા પિયુને પાછા થયા,
ત્યાંતો માંડી ચોવટ મારે ઘેરજો;
દીન દશા દેખી નહિ આંખે આંધળા,
અંતર આણી નહિ કાંઈ મારી મે'રજો. દાડા૦ ૨
ત્રાસ પડ્યો પરિયાણ શુણીને પેટમાં,
શામાટે મિષ્ટાન્ન જમાડું ઘેરજો?
લગન અઘરણી અવસર નહિ આનંદનો,
અરે પ્રભૂ કળજુગમાં કાળો કેરજો. દાડા૦ ૩
વાલમનો વીજોગ ઘડી નવ વીસરે,
તાજો ઘા હજિ ઘટકું વીંધે ખૂબજો;

એક આંખે શ્રાવણ ભાદરવો એકમાં,
તેમાં આવું દેખી થઈ તાજૂબ જો. દાડા૦ ૪
રાંડ રૂઢી આ ચાલી અંધ પરંપરા,
પાછળ આઢે ઢોરતણી આ હારજો;
સાર અસાર વિચાર કરે નહિ કાળજે,
મોટાં મૂરખ હિંદુ નરને નારજો. દાડા૦ ૫
સઘળાં મોટાંએ મળિ મુજને મુંઝવી,
"મુઓ ધણી નહિ તુંથી ધોઈ નખાયજો;
દાડાવણ જાશે શું જુવતી જીવતાં?
કર્યા વિના કાંઈ છુટકો તો નહિ થાયજો." દાડા૦ ૬
એમ બતાવી બીતી મુજને બોળવી,
પણ શું કરવું પૈસા નહિ મુજ પાસ જો;
માત્ર રહેલું મૂડીમાં ઘર ઝુપડું,
"મૂક ઘરેણે" સુણતાં થઇજ ઉદાશજો. દાડા૦ ૭
મનમાં જાણ્યું પુત્ર નથી પરણાવવો,
મરપુરતે નવ પામે નવલી નારજો;
પણ આતો ડીંડવાણું દેખીતું દિસે,
કારણ કોઈ તપાસે નહિ નિર્ધારજો. દાડા૦ ૮
પકવાનો પીરસાવાં માંડ્યાં તે પછી,
અરરરર! મેં નજરે જોયાં નવ જાય જો;
પિરસણિયાને પોરસ ક્યાંઇ માતો નથી,
લાખો લડધા બેઠા ખાંતે ખાયજો. દાડા૦ ૯
ટપ ટપ મૂકે મોઢામાં લોહિના કોળિયા,
દૈત્ય દયાહિણ આજ ખરા વિક્રાળજો;
જોગ જડ્યો નહિ જમવાનો એક્કે બિજો,
શિવ! શિવ! શિવ! આ કેવો કાળ કરાળજો. દાડા૦ ૧૦

એક તરફ ઓ! ઓ! હાય હાય! શુણાયછે,
બીજી ગમ લાડૂ લાડૂ બોલાયજો;
તોપણ તેને બહુ દીવસનો મ્હાવરો,
તેથિ નવાઈ લાગે નહિ મનમાંયજો. દાડા૦૧૧
ભાણાપર બેશી મોં વાળે મૂરખી,
જ્યાં કરવા આવે જન ઘીની ધારજો;
ગદ્દ ગળે ઉતરે રસ બસતી રોટલી,
ખાવામાં દેખાય ન ખેદ લગારજો. દાડા૦૧૨
પંદર દીવસમાં સઘળું પૂરૂં કરી,
સગાં સિધાવેછે સૌ સૌને ઘેરજો;
"મરણ સુધાર્યું" એમ બડાઈ મારતા,
"અમે હતાતો કાંઈ પડ્યો નહિ ફેરજો." દાડા૦૧૩
બે ત્રણ ટંક મળ્યું ખાવાનું તેમને,
પણ આખો ભવ હું હારી ગઈ છેકજો;
વળતી વેર થયું અનને ને દાંતને,
પછી તૂટી ગઈ નાત જાતની ટેકજો. દાડા૦૧૪
ઘરનું ઘરને કાંઈ ઘરેણું હોતતો,
લેત ચલાવી જેમ તેમ ગુજરાનજો;
પણ તે નાતે પે'લાંથી પૂરૂં કર્યું,
જોયું ન આગળ પાછળ ભૂલી બાનજો. દાડા૦૧૫
દરણું પીશીને હું પેટ ભરૂં હવે,
ચૂક કર્યાથી થઈ છું ચિંથરે હાલજો;
બે ત્રણ પેટ પડ્યાંછે નાનાં છોકરાં,
ભુંડા સૌના સાથે હાલ હવાલજો. દાડા૦૧૬
પર આધારે વિદ્યા વનિતા વેલડી,
એકે નહિ આધાર વિના ઊપાયજો;

રાત દિવસ રોઉં રાંડી રાંડ હું શું કરૂં?
જુવતી જાતે કેટલું કામ કરાયજો! દા૦૧૭
વાહ વાહ વદતાં તે વખતે માણસો,
પણ આ વખતે હાંસી કરિ હરખાયજો;
પૂરત તો પેશી ગઈ પણ આ પેટનું,
શી રીતે કરવું તે નવ સમજાયજો. દા૦૧૮
લગ્ન અઘરણી ઉચ્છવ નિર્ધન નહિ કરે,
પણ દાડામાં જખ મારી દોરાયજો;
નાત જમાડ્યે પુન્ય નથી મરનારને,
તોપણ ઘર વખરી વેચી ગભરાયજો. દા૦૧૯
નહિ કરનારાને શિક્ષા નથિ નાતની,
પણ નહિ કરતાં હલકું હાલ ગણાયજો;
દેખાદેખીથી દુર્બળ પામે પિડા,
માટે બંધ કરો ઝટ જાગી જાગ્યજો. દા૦૨૦
મુઆ પછાડી જમવાનું નથી જૂગતું,
સંપત હોયતો કરજો કાંઈ પુનદાનજો;
જાગો જાગોરે ડાહ્યા મુજ દેશિયો,
મૂકી દ્યો મનથી મિથ્યા અભિમાનજો. દા૦૨૧
ભાર પડે નહિ નિર્ધન પેહેલ કરે કદી,
પ્રથમ ઘટે શેઠે કરવો એ ચાલજો;
વલ્લભદાસ વણિકની વીનતી સાંભળી,
શંકા રેહેતો કરજો સાફ સવાલજો. દા૦૨૨-૯

## વેહેમ ખંડન ગરબી.

(પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની એ રાગ)

વે'મની વે'મની વે'મનીરે, તમે વાત વિસારો વે'મની; } ટેક.
હૈયે ગણી શીખ હેમનીરે, તમે વાત વિસારો વે'મની. }

લેતા નથી લાંચ દેવદેવીયો કોઈ,બાધા આખડીશું એમનીરે?તમે૦
કામ કરે કેમ માનસૂક માન્યે, ન્યાયી રીતીછે જેમનીરે. તમે૦
જોશી ભુવા સૌ ઢોંગી ધુતારા, પેટની વેઠ તેમ તેમનીરે. તમે૦
કામણ ટુંમણને ઝોડઝપટ સૌ, જૂઠીછે ટોકણી ટેમનીરે. તમે૦
કાકાબળિયાને શીતળામાતા, કોણ જાણે ગઈ કેમનીરે! તમે૦
શૂકન મૂરતને ગ્રહણ ગપાટા, વિરૂદ્ધ કુદરતી નેમનીરે. તમે૦
બાવે આપ્યાં બાળ નથિ અવતરતાં,ખોટી વાતો એની રે'મનીરે.ત૦
ભણોગણો તો ભેદ સુઝે સૌ, હરિને ફિકર હેમએમનીરે. તમે૦
વલ્લભને એક વિશ્વપતીની-પૂજા ગમેછે પ્રેમનીરે. તમે૦

## જરા સાંભળ!

(રાગ ઉપર પ્રમાણે.)

દોડમાં દોડમાં દોડમારે, ઉંડો ખાડો આગળછે દોડમાં;
હાડ રંગાશે હોડમારે, ઉંડો ખાડો આગળછે દોડમાં. } ટેક.
બાત સાંભળ જરા પાછો વળી તું,વાગ્યે ચડી ચિત્તચોડમારે.ઉં૦
દાટયો નથી ડાબલો ડોસાનો, મમતે માથું તું ફોડમારે. ઉં૦
દેખાદેખી કરતાં દુખ પામિશ, સુવા જવું જમ સોડમારે. ઉં૦
જોની એમાં ઉપજે શુળ અંતે, કોળી મેલીદે કોડમારે. ઉં૦
આગળ પાછળનો વિચાર કર્યાવણ, મુરખા મૂખ મરોડમારે.ઉં૦
તારી પેઠે આંધળિયાં કરનારો, એકકે સુખી ન કરોડમારે. ઉં૦
ભાંગશે મોકલ્યું મૂર્ખાઇ કરતાં, ઢીંકો પડશે ધબ ઓડમારે. ઉં૦
શીદ પરણાવે ઢીંગલાં ઢીંગલી? કુદરતી નીયમો તોડમારે. ઉં૦
લ્હાવો લેવાને લાકડે માકડું, જોગ કરી દઈ જોડમારે. ઉં૦
ભુંડી રૂઢીને વશ વરતીને, ઉગ્યા અગાઉ તું ગોડમારે. ઉં૦
દાડા વરામાં દ્રવ્ય ઉડાડી, ખરાબી ખીલો ખોડમારે. ઉં૦
અપકીર્ત્તીનો ડામ કપાળે, લીધો લુહારની કોડમારે. ઉં૦
આંખ ઉઘાડી જો તું અભાગી, સડો પેઠોછે છોડમારે. ઉં૦

ડાહ્યા દેશોમાં તેથી અપ્યો તું, રેઢિઆરને રાનોડમાંરે. ઊ૦
પડ્યા પછી જન કોઈ નીકળ્યા નહિ, ફાંફાં માર્યાં તેનાતોડમાંરે. ઊ૦
નીંદા નકામી કાને સાંભળતાં, છેક હિંમત તું છોડમાંરે. ઊ૦
સુખ થશે જો ચાલો ચેતીને, વલ્લભ વિનતિ વખોડમાંરે. ઊ૦

## કાગડાને મોઢે રામ હોય?

રાગ ઉપર પ્રમાણે.

રામનામ રામનામ રામનામરે, કાગડો ન ભણે કદી રામનામ;
હાલ એ કે'વત ખરી ઠામઠામરે, કાગડો નભણે કદી રામનામ. } ટેક

સુધારોસુધારો કહિ કાઢે કૂટાળિયાં, ગંડૂની ટોળી ગામગામરે. કાગ૦
મીયાં પડ્યાપણ ટંગડી ઊંચી, ખોટી બડાઈ મારેધામધામરે. કાગ૦
વિના કારણથી વે'મ વધારી, ખોયાં ખરેખર હામદામરે. કાગ૦
આગેસેં લાતને વાત પીછેસેં, એવા બન્યા બાઇલા તમામરે. કાગ૦
એકલપેટાની ટૂંકી નજર નિત, મનમાં ઈચ્છે માત્ર મામમામરે. કા૦
કાઢો કુધારા કહિયે કદાપી, ખીજી ઠેકેછે વામ વામરે. કાગ૦
પ્રભુ નાતીથી ભજવા ગમે નહિ, ગડ્યો ઘટડામાં ઘનશ્યામરે. કાગ૦
ખાળે ડૂચાને દ્વાર ઉઘાડાં, એવા જાૂઠો ડોળને દમામરે. કાગ૦
દેશાભિમાન કર્યું દૂર દિલેથી, કરી શકે શું સંગરામરે. કાગ૦
પોતાના પગમાં મારે કુહાડી, ક્યાંથી મળે કહો વિશ્રામરે? કાગ૦
આપી શકે નહિ સામો ઉત્તર, તજે ન તોય હઠની લગામરે. કાગ૦
બોલે નહીં પણ બોળીમારે, પિડાકારક આ પરિણામરે. કાગ૦
વજ્ર-હૃદયના એવા તંતીને, છેટેથિ વલ્લભની સલામરે. કાગ૦

## શું પાવૈને પાનો ચડે કે?

(રાગ ઉપર પ્રમાણે.)

નહિ ચડે નહિ ચડે નહિ ચડેરે, કદી પાવીને પાનો નહિ ચડે;
ઉહુંનું ઓસડ નહિ જડેરે, કદી પાવીને પાનો નહિ ચડે. } ટેક.

ઉંટ આગળ જઈ થાળી વગાડી, જાણે બીયે રણકાવડેરે. કદી૦

પણ થડકે નહિ એક રૂવાંડું, માથે ત્રાંબાળુ ગડગડેરે. કદી૦
પાયે પડો પાઘડી ઊતારી, રૂવો ભલે મુખ રાંકડેરે. કદી૦
પાસે જઈ પોકાર કરો પણ, પુંઠ ફેરવે તે તાકડેરે. કદી૦
જીભા જોળી કરી વેંચો સોપારી,કે'શે "એવા બહુઆથડેરે."કદી૦
રીદ્ધી સીદ્ધી સમૃદ્ધિ ઘટીને, ભલે ભારે પીડા પડેરે. કદી૦
બાળ મરે તો ભલે મરે પણ, પંડે નવા ઘાટ નહિ ઘડેરે. કદી૦
કુડાં કલંકે નથિ ડરવાના, શાસ્ત્ર વિરૂદ્ધતા નહિ નડેરે. કદી૦
ધર્મ અધર્મ વિચારી જુએ શિદ? ડરે નહીં પાપમાં પડેરે.કદી૦
સાંભળી કાળજું કબુલ કરે પણ, હોઠે હકાર ન આવડેરે. કદી૦
કળજુગ કારણ ગણી કહેછે, ટળે નહીં લખ્યું આંકડેરે! કદી૦
એણાં મારો મર તોયે ડગે નહિ, જોડો રૂપક મર રાગડેરે. કદી૦
દિલ દઈને વાત પુરી શુણે નહિ, ચડ્યા વંટોળિયે વાવડેરે. કદી૦
ઢાળ્યા ઢાળ્યા એવા ઢાળ્યા પ્રથમથી,એકકે નવું નહિ નીવડેરે. કદી૦
બેશી ગયાં મરિયાં સમશેરને, શત્રૂ મરે નહિ એવડેરે. કદી૦
વિર્ય વિનાના નરો નપુંસક, રોતલ દુખ દેખી રડેરે. કદી૦
ડાયું માણસ ઠકરાઈ કરેછે, લાયરી ઠોકીને લડેરે. કદી૦
એની આંખે દેખે ડીંડવાણું, છોકરવેળા કહિને વઢેરે. કદી૦
આપે ગડગડિયું ગાંડા ગણીને, બહુ બોલ્યાથી બીગડેરે. કદી૦
"મોટું માથું શું તુંરે લાવ્યોછે? નાત સામો શું ચડભડેરે." કદી૦
વદે વલ્લભદાસ મુઆ મનુષ્યને, ક્યાંથી શુરાતન સાંપડેરે. કદી૦

## વિવાહનું ફટાણું.

(રાગ ઉપર પ્રમાણે.)

ભવાઈથી ભુંડો અતી, ફટાણાનો ફાગ,
કરડ્યો કાળીકાગ, કે શીળને સંહારિયો.

ગાયછે ગાયછે ગાયછેરે, આજ ગોરી ફટાણાં ગાયછે; } ટેક.
વજ્રા વિવામાં ખાયછેરે, આજ ગોરી ફટાણાં ગાયછે. }

સામ સામા સંભળાવે ભજનિયાં,ભડવા સાંભળવા જાયછેરે.આજ
ગાળા ગાળીનાં ગીત ગવાતાં, ભુંડી વાણી વપરાયછેરે. આજ૦
નામ લઈ લઈને બહુ લલકારે, ઉભાં રૂવાંડાં થાયછેરે.આજ૦
ફાટે ડાચે બહુ બોલે ડાંડાઈમાં,હાંસી કરી હરખાયછેરે.આજ૦
માતા પિતા ભાઈ સૌ સાંભળતાં,લાજ શરમ મૂકાયછેરે.આજ૦
કીડા ખરે કાનથી એ રીતે, છેક હદને છોડાયછેરે. આજ૦
જાણે જોબનમાં પીધી મદીરા, ચાહત ભુંડું ભણાયછેરે. આજ૦
ફટાણાંની ધામધૂમ મચી રહિ, ધાંટા બેઠા ઘડકાયછેરે. આજ૦
મેણાં ટોણાંનું કામછે મોટું,લાખનો કાખનો કહેવાયછેરે.આજ૦
શેઠ શીઠને ગાંડે બંધાવે, રોકડે રોકડા ન્યાયછેરે. આજ૦
જંગલી જેવાનાં જમતાં જમતાં, શુણી મોઢાં મરકાયછેરે.આજ૦
સ્ત્રીને મોઢે શુણી ફાગ અધમનાં, અંતર ઉશ્કેરાયછેરે. આજ૦
રાગ લેકાપર ટીકા ચલાવે, ફાટી નજરે ફેરવાયછેરે. આજ૦
જો હોય બંને બદદાનતનાં, આંખે ઇસારા થાયછેરે. આજ૦
બોલી બાંડું મોળ મોઢે ઉતારે, ફટ કાળજું કોતરાયછેરે. આજ૦
વિપ્ર વણીકની રીત નથી એ,કોળી નાળીનો જ ણાયછેરે.આજ૦
કપોળ વણીકને નાગરી નાતે, બંધી કરી સંભળાયછેરે. આજ૦
ડાહ્યા ડોરાછો દશા શ્રીમાળી, કેમ તમે સંખાયછેરે. આજ૦
કાને સાંભળતાં બબ્બે કટકા, વલ્લભ છાતિ વિંધાયછેરે.આજ૦

## રત વિના ફળ આવે નહિ.

(રાગ ઉપર પ્રમાણે.)

વાયછે વાયછે વાયછેરે, આજ વાયૂ ભણ્યાનો વાયછે;
આરોગ્યતા પણ જાયછેરે, આજ વાયૂ ભણ્યાનો વાયછે. } ટેક.

અતી નાનાને ધોળે નિશાળે, નકી નુકશાનો થાયછેરે. આજ૦
ત્રણ ચાર વર્ષે કાળજું કાચ્યું, પામી કંટાળો કાયછેરે. આજ૦
લીધી ન બાળપ બાળ બિચારે, ત્યાંતો બંધે બંધાયછેરે. આજ૦

રમત ગમતને ઠેકડા ન માર્યા, ગુરૂ તણે ગોંધાયછેરે. આ૦
શેકી નાખ્યું રે કાળજું કોમળ, ફીકર ફોલી ખાયછેરે. આ૦
ઉમર વિના સાસરિયે વળાવે, પછી ઝેર જેવું જણાયછેરે. આ૦
એક ઘડી પણ રમવા દ્યે નહિ, માટે મનમાં મુંઝાયછેરે. આ૦
રમત ગામે ગામથી ગૂમ થઈ ગઈ, વીપરીત રિતે વર્તાયછેરે. આ૦
હર્યા ફર્યા વણ અન્ન પચે નહિ, બેઠે ખુંવો વળીજાયછેરે. આ૦
તેથી જુઓ પંડ પંખડી જેવો, સે'જ રોગે સપડાયછેરે. આ૦
પીળાં ફિક્કાં મૂખ દીસે તેઓનાં, ડાચાં ભુંડાં દેખાયછેરે. આ૦
પૂરે પૂરો પે'લવાન નથી કોઈ, પુરૂષાતંન પળાયછેરે. આ૦
તાલિમ વિના જાય ડીલ તવાઈ, કાયાલાલી કરમાયછેરે. આ૦
ઘણા વિદ્વાનો દેમે વગરના, બહુ નિર્મળ નીરખાયછેરે. આ૦
પીતાં પળી દૂધ થાયછે ઝાડો, વૈદ વિના ગભરાયછેરે. આ૦
નિયમ પ્રભૂના પરમ અલૌકિક, હદમાં લઈ હરખાયછેરે. આ૦
વે'મી મૂરખ દિલ વાત વસીજે, પાછુંવાળી ન જોવાયછેરે. આ૦
ચાલે પ્રવાહ વળી ગાડરિયો, સારૂં પણ બદલાયછેરે. આ૦
ભણવું ગણવું પણ તન સાચવવું, નિકર નક્કી દુઃખદાયછેરે. આ૦
સાત આઠ વર્ષે મૂકો નિશાળે, આર્ય ધારો સુખદાયછેરે. આ૦
દીલે દુર્ગુણનો ચેપ ન ચોંટે, સદાચરણ સચવાયછેરે. આ૦
એવી સંભાળ રાખી રમવા દ્યો, સે'જે શરિર કસાયછેરે. આ૦
વલ્લભ ખરેખરૂં સૂખ ત્યારે, તન મન બેઉ કેળવાયછેરે. આ૦

## દેશની પડતી વિષે ખેદ.

(ગોરમા શીદ દિધો અવતારકે, નાગરી નાતમાંરે લોલ. એરાગ)
લાગું લાગું પરમેશ્વરને પાયકે, કરૂં દરખાસનેરે લોલ;
માગું માગું કવિતા કામ સહાયકે, દેજો દાસનેરે લોલ. ૧
જાગો જાગો મારા દેશી ભ્રાતકે, લાત શિરે પડેરે લોલ;
મુકો મુકો ઝટપટ હઠ પંચાતકે, ઘાત ન નીવડેરે લોલ. ૨

ભુંડા ભુંડા ભૂંડા હાલ હવાલકે, ટાલ પડી ગઈરે લોલ;
મરદો માનનિ સૌ મુડદાલકે, માલ રહ્યો નહીંરે લોલ. ૩
ગાંડો ગાડરિયોજ પ્રવાહકે, રાહ ઉંધી લીધીરે લોલ;
દાડો ગણિ વાળ્યોજ વિવાહકે, વાહ ભલી વિધીરે લોલ. ૪
ઓવું ખવરાવવું હરએ હોયકે, નો'યજ શોકમાંરે લોલ;
ઓમાં લઈ કરશે ઓય વોયકે, તોય નહીં તમારે લોલ. ૫
ઝાલી રાખી જૂની રીતકે, હીત જુએ નહીંરે લોલ;
તેથી આવો મારે અચીતકે, ચિત્ત જહીં તહીંરે લોલ. ૬
પરદેશે જવાનો બંધકે, અંધ બતાવતારે લોલ;
નાને નાખોરે ધણિ ગંધકે, ધંધ મચાવતારે લોલ. ૭
બાળપણે પરણાવી બાળકે, કાળ ઉભો કરેરે લોલ;
સંપતિ સાથે જેગોપાળકે, થાળ દુખે ભરેરે લોલ. ૮
રોવે શિર ઓઢી ચોફાળ કે, બાળક બાળકીરે લોલ;
એના બાપ શિરે પસ્તાળકે, ભાળ લિયે કદીરે લોલ. ૯
ધિક ધિક ધારાળા ચંડાળ કે, ફાળ પડે અતારે લોલ;
બાળલગનની ઝેરી લાળ કે, જાળ ઉડાડતારે લોલ. ૧૦
પૃથ્વી કેમ ન ગઈ પાતાળ કે, બાળ વધેરતારે લોલ?
ત્રાહી! ત્રાહી! દીનદયાળ કે, ભાળ મરી જતારે લોલ. ૧૧
કરિ નાખ્યાં અર્ભક ઓળઘોળ કે, ગોળ ચખાડિયારે લોલ;
નિત ધીંગાણાના ધમરોળ કે, રોળ વિતાડિયારે લોલ. ૧૨
નિત નિત નાત તણા તકરાર કે, પાર ન આવતોરે લોલ;
પક્ષાપક્ષી ઠારો ઠાર કે, ખાર ઘણો થતોરે લોલ. ૧૩
ધનવાળા રગડે છે રાંક કે, વાંક વિના અહીંરે લોલ;
અણસમજણનો આડો આંક કે, કાંક ગુનો કહીંરે લોલ. ૧૪
ભેગા બેશી ભાણામાંય કે, આંય જનો જમેરે લોલ;
તોપણ પુત્રી નહિ પરણાય કે, ખાદ પિડા ખમેરે લોલ. ૧૫

જ્યાં ભેગો ભોજન વ્યવહાર કે, વાર પછી કશીરે લોલ?
એ અડચણનો શો આધાર કે? સાર કહો હશીરે લોલ. ૧૬
વટલાતા નથિ સર્વ વણીક કે, બીક ન ત્યાહરેરે લોલ;
કન્યા લેવી દેવિ અધીક કે, ઠીક રૂઢી કરેરે લોલ. ૧૭
ભણનારાના પણ બેહાલ કે, હાલ દિસે બધેરે લોલ;
થોડું ભણતાં લટકે લાલ કે, વાલ નહીં વધેરે લોલ. ૧૮
ગર્જવે ઘાલીને ઘડિયાળ કે, ફૂલણજી ફરેરે લોલ;
વાતે કાંઈ જરા વાચાળ કે, તેથી શું સરેરે લોલ? ૧૯
નિત્ય નકામા કરતા કૂટ કે, બુટવા ખોળતારે લોલ;
કટ કટ ચાલ્યાની બહુ છૂટ કે, બુટ અપડાવતારે લોલ. ૨૦
નિજ ધંધાનો તો નથિ શોખ કે, નોકરી શોધતારે લોલ;
ઉભરાણા છે થોકે થોકકે, પોકજ મૂકતારે લોલ. ૨૧
રિત ભાતે છે ખૂબ ક્યાશકે, ખાસ ન જાણતારે લોલ;
ઊચ્ચ પરીક્ષામાં થઈ પાસ કે, હાસ્ય કરાવતારે લોલ. ૨૨
હુન્નર વિદ્યા સૌ પરદેશ કે, લેશ નથી અહીંરે લોલ;
તેથી હાની થાય હમેશ કે, બેશ થશે નહીંરે લોલ. ૨૩
નાત સુધારા કરશે કોણ કે, મોણ મુક્યા વિનારે લોલ;
એ દિન આવે ક્યાંથી ઓણ કે? જોણ કરી ફનારે લોલ. ૨૪
ઉઠો ઉઠો ઊઠો દેશી બંધુ કે, સંધુ સુધારજોરે લોલ;
વલ્લભદાસ વણિક હું વંદુ કે, મંદુ ન પાડજોરે લોલ. ૨૫.૧૬

## હિંદુ સ્ત્રી વિષે.

(કેકે કરોધમાંથિ બોલિયારે બહુચરી,રામલક્ષ્મણ વનજાય.એરાગ)

પ્રથમ પ્રભૂ પાયે પડીરે દેશિયો, વીનતાની કહુ વાત;
કરૂં કવીતા કેવડીરે દેશિયો, માંડ્યો અતી ઉત્પાત. ૧
ભણ્યા વિનાની ભામનીરે દેશિયો, હિંદુ તણી છે હાલ;
માત્ર નારી તો નામનીરે દેશિયો, પશૂ જેવા છે હાલ. ૨

ખાવું પીવું ને ખેલવુંરે, દેશિયો, પે'રવું ઓઢવું અંગ;
જાણે ન બીજું જે નવુંરે દેશિયો, પેમે આપો દિ પલંગ. ૩
ઘરેણું ગાઢું ગમે ઘણુંરે દેશિયો, નવા નવા નિત્ય નંગ;
ગજું જુએ ન ધણી તણુંરે દેશિયો, ઝટ મચાવે જંગ. ૪
ભેળી મળે બે ચાર જ્યારે દેશિયો, વાત બીજી નવ થાય;
મહિના રહ્યાની વારતારે દેશિયો, નજર ઉતાર ઉપાય. ૫
કામણ ટુંમણનિ કાણિયોરે દેશિયો, વશીકરણની વાત;
રાજવળાનિ રાણિયોરે દેશિયો, તેનેય તે પંચાત ૬
કાંતો પાણીને શેરડેરે દેશિયો, મળવાતણું મૂકામ;
ઝાડે જવાનિ જગ્યા જડેરે દેશિયો, વાત કરવાને કામ. ૭
કરે ખરેખર ખોદણીરે દેશિયો, એક બિજાની ત્યાંય;
બોલે સાસૂ નણદીતણીરે દેશિયો-નિંદા માંહે માંહ. ૮
દેરાણી જેઠાણી વિષેરે દેશિયો, દિલમાં જાઝું ઝેર;
કજિયા કરે કામને મિષેરે દેશિયો, બોલે કાળો કેર. ૯
કહ્યું માને નહિ કોઈનુંરે દેશિયો, મૂકી મર્જાદા છેક;
પાણી પડેછે લોહિનુંરે દેશિયો, તોય તજે નહિ ટેક. ૧૦
સાસૂને વહુના વાલનીરે દેશિયો, વાત કરી નવ જાય;
વાણી પરસ્પર ફાલનીરે દેશિયો, ગાળાગાળિ નિત ગાય. ૧૧
ઘરઘાવે ઘોડાવહુ કહીરે દેશિયો, ઘાંટો તાણીને ખૂબ;
પછી મોઢું વાળે રહીરે દેશિયો, દેખી બનું તાજૂબ. ૧૨
રોજ ઉઠીને રિસામણારે દેશિયો, જાય કંગાળી કંથ;
નથી મૂર્ખાઈ વિષે મણારે દેશિયો. ન્યારો એનો છે પંથ. ૧૩
પરઘેર દાડી પાટકેરે દેશિયો, જેવું હરાયું ઢોર;
ટાપશી પૂરવા તાટકેરે દેશિયો, કાળજું કાક કઠોર. ૧૪
બાળ ઉછેરતાં નઆવડેરે દેશિયો, ખાટું ખોરૂં ખુબ ખાય;
વાવડ વરાના વાવડેરે દેશિયો, જુગતે જમવા જાય. ૧૫

માંદાં મરે મર છોકરાંરે દેશિયો, તેની ચિંતા નહિ ચિત્ત;
ડાંશી ભરેછે ઓઝરાંરે દેશિયો, પછી પીડાય અચીત. ૧૬
ઘરથી ભગાડે બાળનેરે દેશિયો, મોઢે ચડાવિ અધીક;
ભુંડી કાઢે ભટ ગાળનેરે દેશિયો, બુમો પાડે નહિ બીક.૧૭
રોયો રોયો પીટ્યો કહીરે દેશિયો, પૃથ્વી પછાડે પુત્ર:
અંતે હાની નીરખે નહીંરે દેશિયો, શેનું રહે ઘર સુત્ર? ૧૮
મોઢું રહે ચડેલું સદારે દેશિયો, જાણો -હદયમાં રોષ;
ખાતાં પીતાં પણ આપદારે દેશિયો, સેʼજે નહિ સંતોષ.૧૯
આંખો ચોળતી ઊઠતીરે દેશિયો, દાʼડો ચડે ઘડિ ચાર;
રીસ કર્યાથી રૂઠતીરે દેશિયો, અવળચંડી અવતાર. ૨૦
બરે બપોરે ઘોરતીરે દેશિયો, નથી અંતર ઊચાટ;
બેજ મળી જ્યાં બેસતીરે દેશિયો, થાય ઘણો ઘોંઘાટ. ૨૧
ટાઢું એઠું જૂઠું જમેરે દેશિયો, વખત વિનાનું ખાય;
માંદી પડી પીડા ખમેરે દેશિયો, પણ માને ન કદાય.૨૨
વેʼમ અને વ્યભિચારનારે દેશિયો, ગાજીને ગરબા ગાય;
ગુણો કદી કર્ત્તારનારે દેશિયો, ગાતાં જીભ જલાય. ૨૩
ગાય ફટાણું લગનમાંરે દેશિયો, બબ્બે કટકા ગાળ;
લાજ શરમ નથી મંનમાંરે દેશિયો, શુણે બંધુને બાળ. ૨૪
જોશી પાસે જોવરાવતીરે દેશિયો, ભુવા પાસે ભોળવાય;
શુકન મૂરતમાં છે મતીરે દેશિયો, પુછીને કામ કરાય. ૨૫
ઓણી નથીજ બદામનીરે દેશિયો, કરૂં કેટલો વિસ્તાર;
વેʼમી અભણ એ બામનીરે દેશિયો, મૂરખની સરદાર.૨૬
પામે ઘણા પરિતાપનેરે દેશિયો, લાગી ચોગરદમ લાʼય;
કેમ ગમે કહો આપનેરે દેશિયો, આંખ ઉઘાડો દેખાય.૨૭
ફેર જમિન આસ્માનનોરે દેશિયો, જુદા જુદાજ વિચાર;
ફોકટ ફાંકો તજો માનનોરે દેશિયો, આતો નાટક નિર્ધાર.૨૮

બાઈ ભણ્યો ભલિ ભાતથીરે દેશિયો, બાઈથી ન શુદ્ધ બોલાય;
પુસ્તક પુરૂષ રચે મર્થીરે દેશિયો, એણે ન પત્ર વંચાય. ૨૯
બાઈ ભુગોળ ખગોળનેરે દેશિયો–જાણે જગત ઇતિહાસ;
બાઈ જાણે ઘી ગોળનેરે દેશિયો, ચિત્ત ચુલામાં ખાસ. ૩૦
વર વાંચે વાતો નવીરે દેશિયો, ગ્રંથે બની ગુલતાન;
વહુ કહે આંખો શું ફોડવીરે દેશિયો? ભુલ્યા તમે તો ભાન. ૩૧
નર માનતા માને નહીંરે દેશિયો, જોવરાવે નહિ જોષ;
નાર નિવેદ કરે શહીરે દેશિયો, શુકન વડે સંતોષ. ૩૨
મર્દ સુધારનારો બનીરે, દેશિયો, દક્ષ મંડળમાં જાય;
મૂર્ખ મંડળમાં માનનીરે દેશિયો, ગાવા ઘરનાં ઘોળ ધાય. ૩૩
ફૂલ ફટાક થઈને ફરેરે, દેશિયો નાય ધુવે નર નિત્ય;
ઢુંઢિઆનો ધર્મ અનુસરેરે દેશિયો, પેલી ન નાય ખચીત. ૩૪
અંગે ગંદી ને ગોબરીરે દેશિયો, વસ્ત્ર મેલાં ગંધાય;
કામ કાળજી વિના કરીરે દેશિયો, આઠ દશ દાડે નાય. ૩૫
ગોઠે ન વાત વિવેકનીરે દેશિયો, દેશ સુધારા કાજ;
દુનિઆ જૂદી એમનીરે દેશિયો, એનો વીચીત્ર મિજાજ. ૩૬
આવી રીતે નિત નારનેરે દેશિયો, નીંદો એની નહિ નાજ;
પણ એ વેમ વિકારનેરે દેશિયો, પુષ્ટી તમારી આજ. ૩૭
વીનતાનો વીચારતાંરે દેશિયો, વાંક નથી નવટાંક;
તમે બગાડી તે છતાંરે દેશિયો; રામા બિચારી રાંક. ૩૮
તમે ભણી ગણી સૂધરોરે દેશિયો, એને ભણાવો નેજ;
અંતર વિષયનો ઊભરોરે દેશિયો, ધારી તેવી તે થેજ. ૩૯
કેળવતા નથિ કામનીરે દેશિયો, રાખી મૂરખની રાય;
વિદ્યા વિના સ્ત્રી નામનીરે દેશિયો, ક્યાંથી કુશળ કહો થાય? ૪૦
ગોંધી રાખો ઘરમાં સદારે દેશિયો, બંધીખાનાનો બંધ;
જૂડા રાખો નિત જાબતારે દેશિયો, એથી રામા થઈ અંધ. ૪૧

જાણે દાશી ઢરડો કરેરે દશિયો, રૂઢી પ્રમાણે રોજ;
ત્યારે કહો કેમ સુધરેરે દશિયો? દઈ મનમાની મોજ. ૪૨
જાય મરી કદિ જૂવતીરે દશિયો, એનો અતી નહિ શોક;
ફૂટી ગયું ગોળા ઢાંકણુંરે દશિયો, એવું ગણેછે લોક. ૪૩
એક પગરખું ફાટિયુંરે દશિયો, નવું લેતાં શી વાર;
એવું મરણ વહુનું થયુંરે દશિયો, ધિક જિવતર ધિક્કાર.૪૪
વિદ્યા ભણાવો વા'લથી દશિયો, સેજે સુધરશે નાર;
કુશળ થશે બહુ કાલથીરે દશિયો, સુખી થશે સંસાર. ૪૫
જૂના અફિણના જીવડારે દશિયો, એને ચડે નહિ ઝેર;
તેવિ તરૂણીના તાકડારે દશિયો, તેને તો લીલા લ્હેર. ૪૬
પંડે વે'મની વાંસળીરે દશિયો, એને શેની ડર બીજ?
માલી મકવાણી મળીરે દશિયો, જેવા જહલો જોગીજ!૪૭
પણ પઢેલા કેટલારે દશિયો, નાર નીંદેછે નિત્ય;
ઊંડું જુવે નહિ એટલારે દશિયો, એતો અબૂઝ બચીત.૪૮
એને ઉત્તર આપ્યો અહીંરે દશિયો, વૃથા વગોવે નાર;
સુધાર્યાથી સૂધરે સહીરે દશિયો, આપો કેળવણી સાર.૪૯
વલ્લભદાસની વીનતીરે દશિયો, હિંદુ નારી હેવાન;
અરે એના સહવાસથીરે દશિયો, સુવું ભલું સમશાન. ૫૦-૧૭

## નવા જુવાનને નવો ઉપદેશ.

( રાગ ઉપર પ્રમાણે. )

ભણ્યો ગણ્યો પણ ભૂલિયોરે મૂરખા, ભજ્યા નહીં ભગવાન;
બહુ ડા'પણમાં ડુલિયોરે મૂરખા, ભુલ્યો ભવિષનું ભાન. ૧
બે'કી ગયો એક બામટોરે મૂરખા, ફુલ્યો ફુલણજી જેમ;
ચડ્યો ફુલેકે સામટોરે મૂરખા, કાને ધરતો નથિ કેમ? ૨
આવ્યો કમાણી કાઢવારે મૂરખા, મળ્યો મનુષ્ય અવતાર;
બેઠો મૂડી ગૂમાવવારે મૂરખા, કર્યો ઉંધો વેપાર. ૩

જુવાનિમાં ઝપલાવિયુંરે મૂરખા, દિવાના જેવું દીલ;
પુન્ય બધું પરવારિયુંરે મૂરખા, કર્યું બોજાનું બીલ. ૪
પૈસો પ્રભુ ગણી પૂજિયોરે મૂરખા, કૂડ કપટમાં મંન;
ઝોડ પ્રમાણે ઝૂઝિયોરે મૂરખા, ખોયું રૂપાળું રતન. ૫
કામ કર્યું તેં વેઠિયુંરે મૂરખા, પૂરૂં ન પામ્યો જ્ઞાન;
ભણ્યો ભરવાને પેટિયુંરે મૂરખા, તેથી માંડ્યું તોફાન. ૬
અંતઃકરણમાં ઉપજ્યોરે મૂરખા, ગર્વ રૂપી બહુ ગંધ;
લાજ મર્જાદાને તજ્યોરે મૂરખા, બન્યો અતીશે અંધ. ૭
મનમાં જાણ્યું જે નથીરે મૂરખા, મારા જેવો કોઈ જંન;
સૌને જિતું સંવાદથીરે મૂરખા, ધન્ય મને ધન ધન્ય ?? ૮
સૌને વે'મી વેવલાં ગણેરે, મૂરખા, પોતે મોટો પંડીત;
ભોળાં ભાળી ભુંડું ભણેરે મૂરખા, રાખે ન રૂડી રીત. ૯
સૂધારો કાંઈ ન નીપજેરે મૂરખા, વૃથા નીંદાવે નીચ;
લવે મફતનો ન ઉપજેરે મૂરખા, ક્રોધ તણો કરિ કીચ. ૧૦
વે'મો તજ્યા પણ વંઠિયોરે મૂરખા, થયો નિપટ નાસ્તીક;
અભેદ્ય પટ ભેદવા ગયોરે મૂરખા, ભૂલી મટ્યો ભાવીક. ૧૧
ભીતી તજી ભગવાનનીરે મૂરખા, ફાટ્યું જુવાની જોર;
વાત વધી અભિમાનનીરે મૂરખા, થયું અંધારૂં ઘોર. ૧૨
ભણતરનો લાગ્યો થવારે મૂરખા, ઉલટો ઊંધો ઉપયોગ;
નાને મોઢે બહુ બોલવારે મૂરખા, શિખ્યો ભુલી સંજોગ. ૧૩
નીતી અનીતી ના રહીરે મૂરખા, તજ્યો વિવેક વિચાર;
વિદ્યા નદી ઊંધી વહીરે મૂરખા, માંડ્યો ઉદ્ધત આચાર. ૧૪
ખોટું ખોટું સઘળું કહીરે મૂરખા, ભુલ્યો પ્રભુનો પ્રેમ!
ભક્તિ વિના નીતી નહીંરે મૂરખા, નીતિ વિના શો નેમ! ૧૫
થયો નિરંકુશ નાગડોરે મૂરખા, બીક વિનાજ બગાડ;
તુટ્યો શ્રદ્ધાનો તાગડોરે મૂરખા, હાથ રહી નહિ નાડ. ૧૬
ઈશ્વરની ઉપાસનારે મૂરખા, નેવકી પામી નાશ;

માત્ર વિલાસી વાસનારે મૂરખા, એ઼ડો પાખંડી પાશ. ૧૭
પ્રેમ ભક્તિ વણ પાંગળારે મૂરખા, કેવળ નીતીને જ્ઞાન;
વિના અંગૂઠો આંગળારે મૂરખા, ઠીક નકામાં માન. ૧૮
બીનો નહિ જગ બાપથીરે મૂરખા, યાદ કર્યું નહીં મર્ણ;
દિલે ડગ્યો નહિ પાપથીરે મૂરખા, થયું હીરાનું હર્ણ. ૧૯
નમ્ર પણું નાઠું દિસેરે મૂરખા, થયો ફક્કડ ફાટેલ;
વાટ ઉઠી વિદ્યા વિષેરે મૂરખા, શિખ્યો ફિતુરી ફેલ. ૨૦
આંખે આંજી સૂરમોરે મૂરખા, માથે ઘાલી ફુલેલ;
ભભકો મારીને ભમ્યોરે મૂરખા, બેકયો આંકેલો બેલ. ૨૧
કટ કટ નાળ ખખડાવતોરે મૂરખા, ચાલે ઉતાવળી ચાલ;
જોડે સડકને ગજાવતોરે મૂરખા, સ્ત્રી મન હરવા હાલ. ૨૨
મળે મારગમાં માનનીરે મૂરખા, મંન હરાયું ઢોરે;
આંખો ફાટી રહે કામનીરે મૂરખા,જ્યાં જ્યાં નારીનો નોર.૨૩
જશે જોબન ઝટ વારમાંરે મૂરખા, ઘડપણ ઘેરશે અંગ;
પડશે કષ્ટ કરારમાંરે મૂરખા, ફરશે શરિરનો રંગ. ૨૪
કાળ ઓચાંતો આવશેરે મૂરખા, ઉત્તર શું આપીશ?
પછી પસ્તાવો બહુ થશેરે મૂરખા, પૂર્ણ પીડા પામીશ. ૨૫
મરડામાં ત્રણ કોરથીરે મૂરખા, મડે ઉતારશે મોત;
જા માં ઘગી તું તોરથીરે મૂરખા, પારખ્ખું તારૂં પોત. ૨૬
આંખો ઠેકાણે રાખજેરે મૂરખા, દેવા પડશે ક્યાંક ડામ;
પર ત્રિયા નહિ તાકજેરે મૂરખા, ગૂણ વખાણે ગામ. ૨૭
બણી ભલો થા ભાવથીરે મૂરખા, તોજ તને સાબાશ;
પ્રભૂ ભજી લે પ્રેમથીરે મૂરખા, રાખી રદય વિશ્વાસ. ૨૮
જ્ઞાન નીતી ભક્તી ભલીરે મૂરખા, આણે નેકી નરમાશ;
અંતે,શિખામણ એટલીરે મૂરખા, વીનવે વલ્લભદાસ. ૨૯-૧૯

**સ્ત્રીનો ખાનગી અભ્યાસ.**

(હારે ઓચીંતાના વૈરાગ જેને આવિયા. એ રાગ.)

હારે ભામનીને ભણાવો ભાવથી;
હારે બોધ આપો હમેશ બનાવથીરે. ભામ૦ ૧
હારે સિતા કુંતા દમયંતિ ભણી હતી;
હારે એવી અબળા અપાર થઈ ગઈ સતીરે. ભામ૦ ૨
હારે ઇશે આપી સૌને સરખી મતી;
હારે બુદ્ધિ ફેરફાર નરનારમાં નથીરે. ભામ૦ ૩
હારે ઘણા મૂઢ પુરૂષો ના પાડતા;
હારે ઉંડું સમજ્યા વિના વાંક કાઢતારે. ભામ૦ ૪
હારે કામનીને કેળવતાં આવડે;
હારે તો તો વાંધો વિટમણા નહિ પડેરે. ભામ૦ ૫
હારે ઘરણી તો છે ઘરનો થાંભલો;
હારે મુરખ રાખે નથી સૂખ સાંભળોરે. ભામ૦ ૬
હારે નહીં નિંદો નઠારિ કહી નારને;
હારે એ સર્જવે પાળે સંસારનેરે. ભામ૦ ૭
હારે વસ્ત્ર મેલું તમારૂં માનની;
હારે શુદ્ધ વિના કશી નહિ કામનીરે. ભામ૦ ૮
હારે ગોરી વસ્ત્ર રહેવા દ્યો ગોબરૂં;
હારે પછી નિંદો તે તો શેનું ખરૂંરે? ભામ૦ ૯
હારે અંગરેજી પ્રજાથિ અભાગિયા;
હારે આપણે સૌ સંસાર સૂખમાં થયારે. ભામ૦ ૧૦
હારે તેનું કારણ અભણ છે કામની;
હારે ગણી દાસી નારી તો નામનીરે. ભામ૦ ૧૧
હારે હથીઆર દેવા ઊભા થવું;
હારે કેમ વાપરવું સાથ શિખાવવુંરે. ભામ૦ ૧૨
હારે કદી સામાન્ય જ્ઞાન શિખી હશે;
હારે પણ પૂર્ણ વિના હાની થશેરે. ભામ૦ ૧૩
હારે એવું મનમાં માને ઘણી મૂરખી;

હાંરે ભણી ઉતર્યાં જાણ્યું વાંચી લખ્યાંરે. બામ૦ ૧૪
હાંરે પણ જાણે વાંચી લખી એકલું;
હાંરે તેનું નામ કેળવણી નહિ કહુંરે. બામ૦ ૧૫
હાંરે નામ લખતાં ને પત્ર ઉકેલતાં;
હાંરે કેવળ આવડ્યે પાર્યાં ફળ નહિ થતાંરે.બામ૦ ૧૬
હાંરે લખે વાંચે મહા મે'નતે મથી;
હાંરે ભણ્યા ગણ્યાનો એજ હેતુ નથીરે. બામ૦ ૧૭
હાંરે સાર શોધી સંસાર સૂધારવો;
હાંરે સુનિતીનો ઉપદેશ ઉતારવોરે. બામ૦ ૧૮
હાંરે નાના વયમાં ગયેલિ નિશાળમાં;
હાંરે તોય તેદી ખપે તે બાળમાંરે. બામ૦ ૧૯
હાંરે બાળ લગ્ન બન્યાથી બાપડી;
હાંરે હાથ આવી તમારે આ ઘડીરે. બામ૦ ૨૦
હાંરે ઘડી બબ્બે ભણાવો ખાનકી;
હાંરે પછી વિદ્યાનિ જોઈ લ્યો વાનકીરે. બામ૦ ૨૧
હાંરે સમજાવી સેહેજે સાત ચોપડી;
હાંરે પછી આગળ વધો મતી ઉઘડીરે. બામ૦ ૨૨
હાંરે ગ્રંથ સ્ત્રીનીતિ ધર્મ ગોખાવજો;
હાંરે સ્ત્રી સુબોધ સાથે સમજાવજોરે. બામ૦ ૨૩
હાંરે કરશનદાસનું સંસાર સૂખ શીખવો;
હાંરે નીતિ વચનમાં માર્ગ નથી નવોરે. બામ૦ ૨૪
હાંરે પાર્વતીકુંવરાખ્યાન વંચાવજો;
હાંરે પતીવ્રતાના પંથ પઢાવજોરે. બામ૦ ૨૫
હાંરે ભણેલીના સંસારનું સુખડું;
હાંરે સુધા પાન સમાન ગણો વડુંરે. બામ૦ ૨૬
હાંરે ઈંદ્ર લોકે એવું સુખ છે નહીંરે;
હાંરે એજ જાણે જેણે ભોગવ્યું અહીંરે. બામ૦ ૨૭

હાંરે જેને કેળવતાં આવડ્યું નથી;
હાંરે તેતો બોલે વાંકું બહુ બહુ મથીરે. બામ૦ ૨૮
હાંરે પશુ પેઠે પૂરે કાણ વાસના;
હાંરે એવા હિંદૂ જાણે શું આ બિનારે. બામ૦ ૨૯
હાંરે એની ઓર ખુબીછે કીમતી;
હાંરે વલ્લભદાસ વણિક વદે વીનતીરે. બામ૦ ૩૦-૨૦

## વિષયી ગીત વિષે.

(જે કોઈ અંબિકાજિ માતને આરાધશેરે લોલ. એ રાગ.)

શુણો સજ્જનો હું શીઘ્ર એક ઊચ્ચરૂંરે લોલ;
લેવા લક્ષમાં વિશેષ વીનતી કરૂંરે લોલ. ૧
ગાય ગીત જે કુમારિકાને કામનીરે લોલ;
કરી જાગરણ જાગિ આખી જામનીરે લોલ. ૨
ગીત વોળ ગરબાને રસિક રાસડારે લોલ;
ઘટે જોડનાર શીર ખૂબ ખાસડારે લોલ. ૩
કાળો કેર કર્યો કાનુડાના નામથીરે લોલ;
બનાવી બહૂ બિભત્સ બગાડી મતીરે લોલ. ૪
રાશ લીલા વગેરે વિશેષ વર્ણવીરે લોલ;
કર્યાં નીતિ ભ્રષ્ટ કોટિ નેક માનવીરે લોલ. ૫
કર્યો નેવકો નિતીનો નાશ ચિત્તથીરે લોલ;
બભીચારને વધાર્યો વિષય ગીતથીરે લોલ. ૬
કેક કાળજે કલત્ર કરી બાકુળીરે લોલ;
કામ જોશથી બનાવિ તે બે બાકળીરે લોલ. ૭
પિયૂ પ્રેમને મટાડિ ભંગ પાડિયોરે લોલ;
પતીવૃત્ત ધર્મ નેમને નસાડિયોરે લોલ. ૮
એનું લક્ષ લાગિયું કન્હૈયાલાલમાંરે લોલ;
ગમે કેમ કંથ કૂટડો ન હાલમાંરે લોલ. ૯
ગડ્યો ગાઈ ગાઈ ગીત ઉર આમળોરે લોલ;

એને જોઇએ સુંદર વર શામળોરે લોલ! ૧૦
વાલોજી વગાડે વંન વિષે વાંસળીરે લોલ;
જાગિ ઝબ્બકીને ગોપિ સૂર સાંભળીરે લોલ. ૧૧
તેજ વાર સુતો સ્વામિ મુકી સોડમાંરે લોલ;
આવિ કૃષ્ણજીની પાસ પુરા કોડમાંરે લોલ. ૧૨
આવિ છાપ આપો આપ છાતિમાં પડેરે લોલ;
કામ તૃપ્ત કેમ થાય શીર રહિ ધડેરે લોલ. ૧૩
પુષ્ટિ માર્ગમાં બહુ પુષ્ટિ મળી એ વિષેરે લોલ;
**દયારામ** કાવ્ય કામ નિંદ્ય એ મિષેરે લોલ. ૧૪
જડ્યું નામ એક સર્વને શ્રી કૃષ્ણનુંરે લોલ;
સમાધાન થાય કેમ એવા પ્રશ્નનુંરે લોલ. ૧૫
માત તાત ભ્રાત પ્રીત રીત રાખવીરે લોલ;
વિનય સભ્યતાની સાથ વાત ભાખવીરે લોલ. ૧૬
પ્રાણનાથ સાથ સંપિ જંપિ ચાલવુંરે લોલ;
દેરાણી જેઠાણી સાથમાં હળી જવુંરે લોલ. ૧૭
ઘટે સાસુ સસરાનિ કરવિ ચાકરીરે લોલ;
દેર જેઠ વેઠ વેઠવીજ આકરીરે લોલ. ૧૮
બાળ પાળવાંજ કેમ પ્રેમ રેમથારે લોલ;
ઈશની ઉપાસના સુનીતિ નેમથીરે લોલ. ૧૯
એવી રીતના ગિતોની ખૂબ ખોટછેરે લોલ;
પરીણામ શુદ્ધ ક્યાંથિ નીપજે પછેરે લોલ. ૨૦
કામ વાસના વિવેકને તાબે રેહેરે લોલ;
ગરવ જાય ધરવ થાય ગુણને ગ્રહેરે લોલ. ૨૧
પરીતાપ પામિ થાય શિતળ છાતડીરે લોલ;
પ્રભૂ ભક્તિ વિષે ભાવ હૈયે હરઘડીરે લોલ. ૨૨
વેહેમને વિસારિ હેમખેમ અંગથીરે લોલ;
પાર ઊતરે સંસાર આ ઉમંગથીરે લોલ. ૨૩

કવી પાસ ખાસ ગીત એ જોડાવજોરે લોલ;
પછી પ્રેમદા કે પુત્રિને પઢાવજોરે લોલ. ૨૪
દેદા કૂટવા જવાને બંધ પાડજોરે લોલ;
ગાતાં કાનુડાનાં ગીત અટકાવજોરે લોલ. ૨૫
નાગું વેણ વદનમાંથિ વીસરાવજોરે લોલ;
વલ્લભદાસ તણી વીનતી વીચારજોરે લોલ. ૨૬-૨૧

## વાંચનારને વિનતિ.

પાપ કરંતાં વારિયે, ધરમ કરંતાં હા;
એ મારગ બતલાવિયે, પછી ગમે ત્યાં જા.
મૂરખની વાતો બળી, જે વાતે ઘર જાય;
પડિતની લાતો ભલી, જે લાતે ગુણ થાય.
સક્કર ઘોળે જૂઠકી, એસે મિત્ર હજાર;
ઝેર પિલાવે સાચકા, સો વિરલા સંસાર.
— કથનાવળી.

(શુણો શામળા હું તમ માટે ઘેલી થઈજો. એ રાગ.)
વાંચનારને વિનતિ કરૂં એટલી જો;
બોલ્યું ચાલ્યું કરજો માફ બોલ્યોછું બળીજો. વાંચ૰ ૧
કડણ વાણિ કવીતામાં કૈંક ઊચ્ચર્યોજો;
ભિતર ભડકે બળ્યાથી વિવેક વીસર્યો જો. વાંચ૰ ૨
વેમ જાળને પાખંડિયોએ પાથરી જો;
જોઈ જોઇને હું જાઉં દિલે થરથરી જો. વાંચ૰ ૩
દેખિ દેશનાં દુખો હું દુએ ડૂબિયોજો;
અરે છાતિ ખોલવાજ હું ઉભો થયોજો. વાંચ૰ ૪
નથી એ વિના ઉપાય ચાલતો કશો જો;
જ્યારે વેમિનો સમૂહ સામટો વસ્યો જો. વાંચ૰ ૫
ગુંથી ગાંઠની મેં કાવ્ય ગ્રંથ ગુંથણી જો;
ચતુર રસિક જાણશો ન ચિત્ત ચુંથણીજો. વાંચ૰ ૬

જે જે વાત પંડિતોમાં ચર્ચાઈ રહી જો;
એને એકઠી કરી મેં કાવ્યમાં કહીજો. વાંચ૦ ૭
વળી વેમ જે દિઠા મેં મારિ દૃષ્ટિથી જો;
તેનિ વૃદ્ધિ કરી ગરબિની માળા ગુંથીજો. વાચ૦ ૮
દશા દેખિને દયામણી ચિતે ચુકુંજો;
ઉંડી આરતે હું નિત્ય નિસાસા મુકુંજો. વાંચ૦ ૯
સુણી શીખ પંડિતોનિ પેટમાં પચીજો;
સાર શોધિને સુબોધ ચિંતામણિ રચી જો. વાંચ૦ ૧૦
સાચે સાચું સર્વ સજ્જનો હું બોલિયોજો;
મારા પેટનો પડદો ખુલાસે ખોલિયોજો. વાંચ૦ ૧૧
હામ હામ વેમ વેમ વિના કંઈ નહીંજો;
મેંતો દુઃખ સૌનું મૂળ માન્યું એ સહીજો. વાંચ૦ ૧૨
ચોકે કાન બે'રા દેશના આ ચામએજો;
માટે મીઠું મિઠું ચોપડ્યું નથી મુએજો. વાંચ૦ ૧૩
સત્યાનાશ ગયું તોય ઉંઘેછે અરેજો;
તેથી ખૂબ ખેદ ઊભરે બોલ્યો ખરેજો. વાંચ૦ ૧૪
કષ્ટ ભોગવે કારણ વિના હાથે કરીજો;
જાણ સહન કરે કેમ કાળજે છરી જો! વાંચ૦ ૧૫
ઉંડો હાર્દ જુઓ તોળિ ભાર ત્રાજવેજો;
વલ્લભદાસના પ્રણામ લ્યો ત્યારે હવે જો. વાંચ૦૧૬-૨૨-૯૨

# પૂર્ણાહુતીમાં પ્રભૂ પ્રાર્થના.

## ક્રમળ પ્રબંધ.

(મઈ તું પાવાની પટરાણિ,ભવાનિ મા કાળકારે લોલ.એ રાગ.)
લોક ત્રણેની ધીંગી ઢાલ, લલિત પ્રભુને નમુંરે લોલ;
દે સદ્બુદ્ધી દીનદયાળ, શિતળ ભિતરે ભમુંરે લોલ. ૧

માંડ્યા હિંદૂજનમાં હાલ, ચિરમ જુલમો થવારે લોલ;
ત્રિવિધ તાપે કૂટે ભાલ, ભુલકણા થઇ મુઆરે લોલ. ૨
લક્ષ્મી કાઢી દેશ નિકાલ, કલહ કજિયા કરીરે લોલ;
મરણે લગ્ને માઠા ચાલ, લલિત રિતને તજીરે લોલ. ૩
કર્ત્તા! ગ્રંથ સમાપ્તીકાળ, વિનતિ કરૂં એટલીરે લોલ;
તાકીદે સૂધાર હવાલ, કરિજ વિધિયો ભલીરે લોલ. ૪
રીદ્ધી સીદ્ધી પ્રતિકૂલ, રેલ દુખમય કરીરે લોલ;
લોલ દેશિમાં ચોત્રી ભૂલ, કમળ કવિતા કરીરે લોલ. ૫




इतिश्री सुबोध चिंतामणी काव्ये आधुनीक भ-
रतखंडी आर्यभ्रम खंडन ग्रंथे चतुर्थ
विभागःसमाप्तः समाप्तोऽयंग्रंथः



# કાઠિઆવાડી કઠણ શબ્દનો કોષ.

## અ.

શબ્દ. અર્થ

અડધાયા પડધાયા ..ઘાયલ [થઈ મુએલાં

અરિયાં પરિયાં...વડવા વગેરે.

અડવું.....નવતર જેવું.

અજીઠી........અઠી.

અમથા........ફોકટ.

અયૂત........હજારો.

અલ્લાખો........ઉપાય.

અલક મલક...દેશ પરદેશ.

અલ્લાબલ્લા . હરકત, પીડા.

અલ્લીદલ્લીનીવાતો..દેશ પરદેશની

આંગત...સ્વાંગ, પોતાનુંજ.

આઢે...જાય, ઢોરનું જવું.

આંતરી...બંધવી.

આઘો...દુર, વેગળો.

આસ્તે ..ધીમે ધીમે.

આળું...ચાંદું.

ઉકરડી ..કન્યા.

ઉકરો...આઘો, ઊંચો.

એકખામટો...એક સામટો.

એરૂ...સાપ.

ઓડ્ડાં ..ખાલીઠૂંઠાં

ઓદા...હરકત.

ઓબાં લ્યેછે.. રીબાયછે.

ઓરૂં . નજીક.

ઓલારે . લેહેકાવે.

## ક.

કડદો...ખુટામણ.

કલબલ . શોરબકોર.

કળો...કજીઓ કંકાસ.

કાગારોળ . હોહાટ ઘોંઘાટ.

કાંધિયા...મુડદું ઉપાડનાર.

કાયા........થાકવા.

કાલુડો .....કાલો ઘેલો.

કોઠાળ...મોટા પેટવાળો.

કોંતાર...અંકુશ.

કોણી......પુણા, પુણી.

## ખ.

ખરખરો...કુકવો, શોક બતા-[વવા જવું.

ખરપીદે.....ખોદી કાઢ.

ખાખરો.....મારજેવું.

ખાંચો........શક.

ખાંપો...વસ્ત્ર ભરાઇને ફાટે તે.

## ગ.

ગડદો...ઢીંકો.

ગદવું...નભવું.

ગલુડિયાં...કુરકુરિયાં.

| શબ્દ. | અર્થ. |
|---|---|
| ગોકીરો | શોર બકોર. |
| ગોતવું | શોધવું. |

**ઘ.**

| | |
|---|---|
| ઘમતળ | અસહ્ય વેદના. |
| ઘીંઘવે | મુંઝવે. |
| ઘેરો | ટોળું |
| ઘોળે | લઇજાય, મોકલે. |

**ચ.**

| | |
|---|---|
| ચાંકુડિઆં | કુટાળિયાં. |
| ચોરો | ચાર ભેગા થઈ બેસેતે |
| ચૌદમું રતન | માર. |

**જ.**

| | |
|---|---|
| જડસા | રોંચા. |
| જડભૂત | બેવકુફ. |
| જીભાઝોળી | મુખે વઢવુંતે. |
| જૂત | જોડી. |
| જાબદો | બંદોબસ્ત. |
| જેગોપાળ | જૂદાપણું,વિયોગ. |
| જોણ | જ્યોતીષ જેવું. |
| જોંસા | લડધા, જોગા. |
| જોંસે | દે,તિરસ્કારવાચ્યકશબ્દ. |
| ઝોડપણું | ભૂતપણું. |

**ટ**

| | |
|---|---|
| ટાબલા | નાના છોકરા. |
| ટાંગાટોળી | હાથપગ બાંધીને- ઝોળીમાં નાખવું તે. |
| ટાંગો | પગ |
| ટાપશી | શાહેદી. |
| ટુંપો | ફાંસો. |
| ટુંબા | મેણાં. |
| ટોહરી | ડોબારાજેવી. |

**ઠ**

| | |
|---|---|
| ઠાયું | દોઢડાહ્યું. |
| ઠાલા | ફોકટ. |
| ઠાળિયા | મસ્કરા. |
| ઠોઈ | ઝીલી. |

**ડ**

| | |
|---|---|
| ડીંગા | ગપ્પાં. |
| ડાખરો | ફાટલ, હિંમતવાન. |
| ડાર | જથ્થો, ટોળું. |
| ડાઘાડોરા | ડાઘાડમરા. |
| ડીંડવાણું | નવાઈ જેવું. |
| ડોઈ | ચોળીને, ઘુંટીને. |

**થ**

| | |
|---|---|
| થડી | બાંધો. |

**દ**

| | |
|---|---|
| દળ | એક જાતના લાડુ. |
| દાનવી | રાક્ષસી. |
| દુષ્કૃતી | ઉંધો ઉપયોગ. |

**ધ**

| | |
|---|---|
| ધડીંબલો | ટેકરો, ઢગલો. |
| ધરેલું | વાંસરૂં. |

| શબ્દ. | અર્થ. | શબ્દ | અર્થ. |
|---|---|---|---|
| ધરથી | પ્રથમથી. | ભાથી | શૂરવીર. |
| ધીંગા ધડબા | ખુબ જાડા. | ભારેરોગી | ગર્ભવાળી. |
| ધોરો, ધોરી | લુચ્ચો, લુચ્ચી. | ભારૂં | ઢાંકું. |
| ધામો | પડાવ મુકામ. | ભેળાં કાઢીનાખ | ચીરીનાખ. |
| **ન** | | ભેરૂ | સોબતી, સાથી. |
| નરમેધ | મનુષ્યહોમવાનોજજ્ઞ. | **મ** | |
| નાનકડો | છોકરો. | મદી | શત્રુ. |
| **પ** | | મરકવું | મલકાવું. |
| પતીંગો | દેવતા, ભડકો. | મર | છોને, ભલે. |
| પાદર | ભાગોળ. | મરિયાં | કાટ. |
| પાયરી | પદ્ધિ. | માનસુક | માનતા. |
| પુછણે | પુછવા યોગ્ય. | મામમામ | ખાવું. |
| પોરો | થાક. | મેલી | ડાકડી. |
| પોરસ | ચરસ. | મોટોબાપો | ઈશ્વર. |
| **ફ** | | મોકળી | છૂટી. |
| ફયા | ફજેતી. | મોકલ્યું | મોઢું. |
| ફાગ | ભુંડાં વેણ. | મોર | આગળ, અગ્રભાગે. |
| ફાલ | ભુંડું. | મોળવું | વાઢવું. |
| **બ** | | **ર** | |
| બદે નહીં | ધ્યાન દે નહીં. | રગટેંટીઆં | બાગલપગાં. |
| બાપેશરો | કુવાનું નામ. | રજુ | હાજર, પ્રસન્ન. |
| બાંકું | નાગું, ઉઘાડું. | રાજેશ્રી | મશ્કરી દર્શક અર્થ. |
| બેલું | પથ્થરનું ચોરસું. | રામડોળી | નિર્બળ. |
| બોથડ | બેવકુફ. | રાનોડ | રાની. |
| બંબો | કાયદો. | રારૂંઢ | મોટો, જબ્બર. |
| ભાઠવું | છણકવું. | રીંગા | હઠીલા. |

રોંઢો...બપોરનાત્રણવાગે.
રેડલાં...નિર્બળ.
રોતલ...હિમતવિનાનાં.
રોળ...વિટમણા.

## લ

લાગા...ધર્મવેરા.
લાયરી...હુશીઆરી.
લેમે, લેમેલ...ગભરાટ.

## વ

વગોઇ.. ફજેત કરી.
વડકાં...બચકાં.
વહુવારૂ...વહુ.
વાવડ .. સમાચાર.
વાવડે...સાંભળે.
વાવડો...પવન.
વારી...વખત.
વિલખી...નાખુશ થઈ.
વેડવું...ઝેરવું. પાડવું.
વેન થયું...ટેવ પડી.
વેવલાં ..મૂર્ખ.

## શ

શેડ...ધાર.
શરે...શ્રેષ્ટ.

## સ

સગડ...સજ્જડ, ચોંટી જવું.
સદવું...પચવું.
સાબૂત...હયાત.
સાંસા...તંગી.
સેતુ...પુલ.
સેતકનું...ઘણું.
સોરવવું...ગમવું, ગોઠવું.

## હ

હડહડતો......ઘણોજ.
હા...હાય !
હાંજા...સાંધા.
હેયોપાદેય...તજવું અને ગ્રહણ કરવું.

☞ દશ ફારમ અને પાકા પુંઠાવાળા પુસ્તકની કિંમત, અગાઉના ગ્રાહકો પાસેથી દશ આના લેવાની જાહેરખબર પ્રથમ આપી હતી, પરંતુ પાછળથી છ ફરમા ઉમેરી તેનું કદ વધાર્યું છે. સુચના મુજબ પાકા પુંઠાના બે આના બાદ કરતાં કિંમત ચૌદ આના લેવી જોઇએ, તે નહિ લેતાં અગાઉના ગ્રાહકોને ચાર આના બક્ષીસ કરી

તેજ કિંમતે પુસ્તક આપ્યુંછે. આથી આશા રાખુંછું કે સુજ્ઞ પુરૂષો મારી હોંશની કદર પિછાણશે.

આપણા ગુજરાતી પુરૂષોની ઓડક કે અટક નામની પેહેલાં લખવાની આપણામાં ચાલતી રૂઢીછે. તે રૂઢીને વિના કારણે તોડી કેટલાક નવી પ્રજાના પુરૂષો નામની છેવટે ઓડકને જોડેછે. અંગ્રેજોની આ નકલ આપણામાં દાખલ કરવી તે આ લખનારને પસંદ નથી. તેમ તેવી ઓડકને તદન કાઢી નાખી રાજમાન રાજેશ્રી કે એકલા રાજેશ્રી લખી એક સારી ઓળખાણનો લોપ કરવો તેપણ તેવુંજ નઠારૂં છે. માટે જે ગૃસ્થોની અટક જડી તે મેં નામ પેહેલાં મૂકી છે. અને જેઓએ એ ઓડક કાઢી નાખીછે તેઓનાં નામ પૂર્વે રા. એવું વિશેષણ લગાડ્યુંછે. પણ જેઓને સરકારથી પદ્વિ મળીછે તેવાં નામોને આ વાત લાગુ પડતી નથી.

## જાહેરખબર.

☞ આ સુબોધ ચિંતામણી ગ્રંથ મહુવા બંદરમાં મારી પાસેથી, અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસૈટી પાસેથી, મુંબાઈમાં કાળકાદેવીને રસ્તે દામોદરદાસ ઈશ્વરદાસ બુકસેલરની દુકાનેથી રોકડી કિંમતે મળશે. પરદેશના ગ્રાહકોને ટપાલ ખર્ચનો દોઢ આનો જાસ્તી પડશે.

મુકામ મહુવાબંદર,
ઇલાકે કાઠિયાવાડ. } લી. શેઠ વલ્લભદાસ પોપટ.



# અગાઉથી થયેલા ગ્રાહકોનાં નામ.

**ભાવનગર.**

૫૦ નેકનામદાર મહારાજા રાઓળ શ્રી તખ્તસીંહજી. કે. સી. એસ. આઈ. ભાવનગરના ઠાકોર સાહેબ.
૨૫. રા. રા. દેશાઈ હરીપ્રસાદ સંતોકરામ.
૨ મેહેતા ઇચ્છાશંકર જટાશંકર
૨ મેહેતાપ્રતાપરાય ગોવિંદરામ
૨ ઝવેર વલ્લભદાસ મેહેતાજી.
૧ રા. રા. પ્રાણનારાયણ મયાશંકર ભાવનગર કેળવણી ખાતાના ઉપરી.
૧ મેહેતા માંકુંડરાવ નંદશંકર.
૧ દેશાઈ શંકરપ્રસાદ હરીપ્રસાદ
૧ ઓઝાભુપતરાય લક્ષ્મિશંકર
૧ મેહેતા બળવંતરાય હરજીવનદાસ.
૧ રા. રા. દુલેરાય મહીપતરાય
૧ મેહેતા માનશંકર પિતાંબરદાસ.
[રાય.
૧ ઓઝા કલ્યાણરાય આનંદ-
૧ ભાવનગરનીતિભાનૂદયસભા
૧ ભાવનગર જ્ઞાનવર્ધક સભા.
૧ ત્રવાડીઆત્મારામ નારણજી
૧ મેહેતા શામળદાસપુરશોત્તમ
૧ ઠક્કર જગજીવન રતનજી.
૧ ભટ કાનજી માધવજી.
૧ મેહેતા ઘેલાભાઈ ગીરધર.
૧ મેહેતા મગનલાલ ગોપાળજી
૧ રા. જમનાદાસ દુર્લભ.
૧ રા. વિશ્વનાથ દુર્લભરામ.
૧ રા. ઉમિયાશંકરડાહ્યાભાઈ.
૧ બક્ષી નરોત્તમ મૂળજી.

**મુંબઈ.**

૧૦ સર મંગળદાસ નથુભાઈ નાઇટ સી. એસ. આઈ.
૧૦ શેઠ સોહરાબજી શાપુરજી. બંગાળી. સી. એસ. આઈ.
૫ રા. રા. ભાઈશંકર નાનાભાઈ.હાઇસ્કુલનાસોલીસીટર
૫ શેઠ મોતીલાલ જગમોહનદાસ.

**વઢવાણ.**

૫ ઠાકોર સાહેબ દાજીરાજજી
૪ કુમાર શ્રી અમરાવાળા.
બીલખા.
૧ રાવ. સા. હરીદાસ વિહારીદાસ.

**મહુવાબંદર.**

૧૫ રા. રા. ભાઈચંદભાઈ શામજીભાઈ મહુવાના વહીવટદાર સાહેબ.
૫ શેઠ મનજી નથુભાઈ.
૫ મેહેતાનરોત્તમદાસમાલજી.
૩ દેશાઈરવીશંકર અંબાશંકર.
૩ વકીલ નાનજી ઝાલાભાઈ.
૩ ગાંધી મૂળજી મહાવજી.

૩ ત્રવાડી પિતાંબર દાસ ગો-
વાંદરામ.
૨ મેહેતાજી અર્જુન નાનજી.
૨ ખોજા નારણદાસ શામજી
૨ ડાક્તર નારણદાસ મોતીરામ
૨ ખોજા કરીમભાઈ રામજી
૨ મેહેતા પ્રાણશંકર માનશંકર.
૨ મેહેતા વનમાળી ડોસા.
૧ ખોજા ગાંગજી કાનજી.
૧ ખોજા ગીગાભાઈ લાલા.
૧ ખોજા ઈભરામ મનજી.
૧ ખોજા મામદ કાનજી.
૧ ખોજા નાનજી નથ્થુભાઈ.
૧ ખોજા ભાણજી કાશમ.
૧ ખોજા અલીભાઈ વાલજી.
૧ ખોજા સાલેમામદ મામદ.
૧ મેમણ જમાલ મુસા.
૧ બ્રાંચ સ્કુલના મેહેતાજી ના-
રણજી.
૧ મે૦ભગવાનદાસ નથ્થુભાઈ.
૧ પારેખ ભગવાનદાસ દુર્લભ.
૧ મેહેતા કેશવજી પુંજા.
૧ ખોજા રતનજી શામજી.
૧ મે૦ વલ્લભદાસ વનમાળી.
૧ મેહેતા દામજી વીરજી.
૧ દોશી નાનજી વશરામ.
૧ શા ખુશાલ સુરચંદ.
૧ મેહેતા મગન ગીલા.
૧ ચીતળીઆ કમળશી ઝવેર.
૧ મેહેતા વાલજી હેમા.
૧ ગાંધી ભોગીલાલ માવજી.

૧ શેઠ તારાચંદ અમીચંદ.
૧ ઓઝા લલ્લુ કાળીદાસ.
૧ દેશાઈ રૂપશંકર નરભુશંકર.
૧ મેહેતા મગનલાલ ગોવિંદજી.
૧ બાવા રામવંત ધર્મવંત.
૧ બાવા અમૃતભારથી રણ-
છોડભારથી.
૧ મેહેતાજી ગાંડાલાલ જેશંકર.
૧ મુની હરખજી હરીભાઈ.
૧ શા મોતીલાલ ન્યાલચંદ.
૧ ખત્રી ધનજી ગીગા.
૧ લુહાર પ્રેમજી કલ્યાણ.
૧ ભુતા જમનાદાસ નારણજી
૧ વોરા પરભુદાસ હરખજી.
૧ સોની ગાંડા ડાહ્યા.
૧ વોરા ભાઈચંદ રઘુ.
૧ મેહેતા કાળીદાસ રામજી.
૧ નરોત્તમ જગજીવન.
૧ મેહેતા જીવરાજ પુંજા.

કુંડલા.

૮ પારેખ ત્રિભુવનદાસ રામજી
૨ પારેખ રામજી જીવાભાઈ.
૨ વૈદ્ય મયારામ સુંદરજી.
૨ ગાંધી શામજી કેશવજી.
૨ ખુમાણ જેઠસુર એભલ.
૧ સોની દેવચંદ ગોકુળ.
૧ દોશી લક્ષ્મીચંદ રવજી.
૧ લક્ષાણી ઓધવજી લવજી.
૧ ઠક્કર વિઠલ પિતાંબર.
૧ મેહેતાજી હરજીવન કાનજી
૧ મે૦ ગણપતરામ પુરૂષોત્તમ

૧ રા. જાદવજી જેરામ.
૧ દોશી રામજી કલ્યાણજી.
૧ ગાંધી માધવજી સુંદરજી.
૧ વકીલ પુરૂષોત્તમ ગૌરીશંકર
૧ મેહેતાવનમાળીદાસ જેઠા.
૧ દેશાઈ પોપટ કુશળજી.
૧ ખુમાણ કાળા નાઝા.
૧ બીલખીઆ લાલજી હીરજી.
૧ ભટ ત્રંબક જટાશંકર.
૧ જોશી ભાણજી કાશીરામ.
૧ શંઘવી વછરાજ વણારશી.
૧ ઠક્કર વિઠ્ઠલ કુરજી.
૧ મેહેતા ભવાનીદાસ કરશન.
૧ શેઠ વનમાળીદાસ જેરામ.
૧ આણંદજી અને બેચર.
૧ બળવંતરાવરાવજી કુંડલાના
વહીવટદારસાહેબ.
૧ રા. લક્ષ્મીશંકર અંબાશંકર.
૧ રા. માધવજી સુંદરજી.
૧ રા. લાલજી હીરજી.
૧ ભટ વનમાળી ઓધવજી.
૧ ભટ જદુરામ વિઠ્ઠલજી.
૧ દેશાઈ પોપટ કશળજી.
૧ પારેખ છબીલદાસ હીરજી
૧ દોશી કલ્યાણજી ઓધવજી.
૧ શેઠ એદલજી માણેકજી.
૧ રા. બળવંતરાય રામકૃષ્ણ.

**રાજુલા તથા ડુંગર.**

૧ રા.રા. છોટમલાલ રૂઘનાથજી
રાજુલાનામહાલકરી સાહેબ.
૫ મે૦ મનમોહનદાસ કમળશી.
૧ પારેખ ગીરધરભાઈ જીવા.
૧ દોશી પરમાનંદ ઓધવજી
૧ રા. જીવનરામ વેલજી.
૧ શેઠ રેમતુલા લખમશી.
૧ રા. તુળશી નેણશી.
૧ રા. વીરજી ટોપણ.
૧મોજણીદારપંઢરીનાથ રામચંદ્ર
૧ રા. શીતારામ કાશીનાથ.
૧ મે૦ ગોકળદાસ જેઠાભાઈ.
૧ પટેલ વસ્તા ખીમા.
૧ મે૦ જીવરાજ આણંદજી.
૧ મેહેતા નરોત્તમ રાઘવજી.
૧ મેહેતા રઘા ઓધવજી.
૧ મપારા રઘા ખોડા.
૧ મેહેતા ખીમા વીરપાળ.
૧ ગાંધી લાલા રામજી.
૧ મે૦દામોદરદાસ નાથાભાઈ
૧ જમાદાર દોસ્તમામદ નભુ.
૧ શેઠ પ્રાગજી જીવરાજ.
૧ મે. ભગવાનલાલ શંભુલાલ
૧ રા. શંકરપ્રસાદ લક્ષ્મીશંકર
૨ રણછોડ તથા વીઠલ.

**વડોદરા.**

૩ રાવબહાદુર મણીભાઈ જશભાઈ કચ્છના માજી દિવાનજી સાહેબ.
૩ રા. રા. હરગોવીંદદાસ દ્વારકાંદાસ વડોદરા કેળ૦ ખાતાના ઈન્સ્પેક્ટર સાહેબ.
૩ મે૦ભગવાનદાસનરોત્તમદાસ
૧ મે૦ માધવલાલ આણંદજી

૧ ડાહ્યાભાઈ રૂપશંકર.
૧ પંડ્યા દલપતરામ પ્રભાશંકર
૧ દેશાઈ શવરામ જીવણજી.
૧ રા. માણેકલાલ ગોવરધન.
૧ જોશી વિશ્નુ કાશીનાથ.
૧ રા. કુબેરજી સુરજરામ.
૧ રા. અંબાલાલ તુળજાશંકર.
૧ દેશાઈ ભાઈલાલ વૃજરાય.
૧ મેહેતાજી મૂળશંકર જગન્નાથ
૧ રા. નારણદાસ હરજીવન.
૧ રા. કુંવરજી રતનજી.
૧ રા. કલ્યાણદાસ ધર્મદાસ.

વળા.

૫ રા.રા. બજીભાઈ મણીશંકર. સાંવળાના દિવાનજીસાહેબ.
૨ રા. લીલાધરદાસ હરખચંદ.
૧ રા. ત્રીકમરાય ત્રિદેશંકર.
૧ વળામ્યુનીસીપાલ લાઇબ્રેરી.
૧ મેહેતા જેચંદ ઓધવજી.
૧ રા. ગીરિજાશંકર મોરારજી.
૧ શા જગજીવન કુંવરજી.
૧ શુકલ પુરૂષોત્તમ વાલજી.

બોટાદ.

૧ ડાકતર કાનાજી જેરામ.
૧ રા.રા. છોટમલાલ હરીપ્રસાદ
૧ મે૦ જેઠાભાઇ મંગળદાસ.
૧ રા. મગનલાલ કરશનજી.
૧ રા. હરીલાલ અનોપરામ.

લીંબડી.

૧ ગાંધી પુરૂષોત્તમ કાનજી.
૧ ક૦ ભવાનીશંકર નરસિંહરામ.
૧ રા. મણીશંકર નરસિંહરામ.
૧ શેઠ કાનજી સુંદરજી.
૧ શા ચતરભજ મોરારજી.
૧ રા. દયાળજી મોરારજી દે૦
૧ મેહેતાજી દલપત કેવળ.
૧ ગાંધી છગનલાલ સુંદરજી.

ગઢડા.

૨ રા.રા. છોટમલાલ કાળીદાસ.
૨ ડાકતર મોતીલાલ કુશળજી.
૧ સંઘવી ભાઇચંદ લલુભાઈ.
૧ રા. બળવંતરાય આનંદરાય.
૧ દેશાઈ ગૌરીશંકર જેશંકર.
૧ રા. દોલતરાય જેશંકર.
૧ આચર ગીગા બાવાભાઈ.
૧ દેવશંકર આણંદજી.
૧ મેહેતા ઈંદ્રજી ત્રિકમજી.
૧ મેહેતાજી પ્રાણજીવન રણછોડ
૧ ભટ ગૌરિજાશંકર સુંદરજી.
૧ રા. ગીરિધરલાલ કેશવલાલ.
૧ દેશાઈ દયાળજી ડાહ્યાભાઈ.
૧ ભટ ગીરિજાશંકર ત્રિકમજી.
૧ દોશી છગનલાલ ભાઇચંદ.

ભીમડાદ.

૧ રા૦ મોતીભાઈ અભેરાજજી.
૧ રાઓળશ્રી દીપસિંહજી અભેરાજજી.
૨ ભટ હરીશંકર ગોવીંદજી.
૧ ડોસાભાઈ ઝુંઝા.
૧ પટેલ નથુ કાળા.

ધારી.

૨ રા.રા. ત્રીંબકરાય મૂળશંકર.

૧ રા. નથ્થુ દેવજી.
૧ રા. અમીચંદ મોનજી.
૧ રા. કાળીદાસ નારણજી.
૧ રા. અજરામરદાસ ગૌરીશંકર
૧ રા. અમૃતલાલ દામોદરદાસ
૧ રા. ગોપાલરાય ભગુભાઈ.
૧ રા, યશવંતરાય સખારામ.
૧ રા. કાળા લાધા.
૧ રા. જીવન રખડ.
૧ રા. દેવચંદ વીરજી.
૧ રા. ભજગોવિંદ વૈકુંઠરામ.
૧ શેઠ સુંદરજી જસરાજ.
૧ શેઠ પાનાચંદ રાયચંદ.
૧ શેઠ માણેકચંદ હીરા.
૧ શેઠ લક્ષ્મીચંદ દેવશી.
૧ મોદી હંસરાજ અમરશી.
૧ મોદી જેચંદ રતનશી.
૧ રા. નરભેશંકર કૃપાશંકર.

શિહોર.

૧૦ રાઓળશ્રી હરીસિંહજી રૂપસીંહજી. ભા૦ દ૦ બાયાત.
૧૦ મેહેતાજી જાદવજી મહાવજી.

તળાજા.

૧ મેહેતાજી લક્ષ્મીશંકર જેશંકર
૧ તળાજા રીડીંગ રૂમના સેક્રેટરી
૧ મેહેતા વૃજલાલ આણંદજી.
૧ રા. લાલજી ગૌરીશંકર.
૧ સરતાનપુરના મેહેતાજી વલભદાસ.

કચ્છ.

૧ રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર. ડે. એ. ઈ. સાહેબ.
૧ રા. કાનજી શંકરજી હાથી.
૧ મેહેતાજી જેઠા રઘનાથજી.
૧ મેહેતાજી શામજી ત્રીકમજી.
૧ મેહેતાજી મેઘજી જાુઠા.
૧ મેહેતાજી મેઘજી પુંજા.
૧ મે૦ મોરારજી અજરામર

પેટલાદ.

૧૦ રા. રા. પરમાનંદદાસ ભોળાભાઈ. પેટલાદના મુનસફ સાહેબ.

કુતીઆણા.

૧ મેહેતાજી આણંદજી વહાલજી
૧ રા. નરશીરામ તુળશીરામ.
૧ રાવળ નથુરામ પિતાંબરદાસ

દેહેણું.

૧ ઠક્કર જગજીવન ત્રીકમ.
૧ ઠક્કર. મગનલાલ ગોવિંદજી.
૧ ઠક્કર જીવણરામ ખીમજી.

ધંધુકા.

૧ રા. રા. લાલશંકર ઊમીઆશંકર ત્રવાડી. સબાર્ડિનેટ. જડ્જ સાહેબ.
૧ ધંધુકા બારોટેલ લાઇબ્રેરી.

પાલીતાણા.

૧ રા. દ્વારકાદાસ ત્રીકમજી.
૨ શેઠ દામજી લવજી. ઉના તાલુકા સ્કૂલ માસ્તર.

જેતપુર.

૧ રા. જાદવજી મૂળજી.

ખુંટવડા.

૨ ગાંધી ધરમશી નાગજી.

૨ પટેલ હાદા નાયા.
૧ પારેખ ઓધવજી લખા.
૧ સોની વેલા વશરામ.
૧ પંચોળી હમીર ગીગા.
૧ શપાઈ બસા નુરમામદ.
૧ પટેલ દેવશી હરપાળ.
૧ પટેલ રાસા લખમણ.
૧ મેહેતાજી પ્રાણશંકર દયાશંકર
૧ ગાંધી મેઘજી ગાંગજી.
૧ મોદી હરજીવન મનજી.
૧ શંઘવી રઘુગીગા.
૧ વીપ્ર નથુ કલ્યાણજી.
૧ દોશી મોતીચંદ ભાઈચંદ.
૧ સંઘી જીવા તઇબ.

કચ્છ.

મેહેતાજી સુંદરજી મેઘજી.



# પ્રાર્થના.

## बालादपि सुभाषितं ग्राह्यम्.

બાળકનું પણ સત્ય બોલવું સ્વિકારવા યોગ્ય છે.

વાંચનાર સજ્જનોનો હું સેવક છઊં. આ સેવા મેં એમનીજ બજાવી છે. સર્વ દુઃખનું મૂળ વેહેમ છે. એક લેખક લખે છે કે દેશ પડતીનું કારણ બાળલગ્ન છે. પરંતુ બાળલગ્ન વેહેમથીજ થાય છે. દેશીઓ! આપની આ દશા જુઓ! સંદેહ હોય તો વાહીન પક્ષે સમાધાન કરો. પણ અરે! આ કોણ સાંભળે છે? કોઈ નહિ. ઇશ્વર! આ દેશ માટે એક બીજો રામમોહનરાય મોકલ.

પુસ્તક વાંચી કેવળ રચનાની પ્રશંસાથી સંતોષ નથી. આવા વિષયો પ્રત્યેકસ્થળે ફેલાવવા, ભાષણો આપવા તથા વેહેમના વિનાશાર્થે યત્ન કરવા સુજ્ઞને સભ્યતા પૂર્વક પ્રાર્થના છે. આ ક્ષણીક જીંદગીમાં પરોપકાર થશે તો પરમ પિતા, આ અનેક બ્રહ્માંડોનો રચયિતા પરમ સંતુષ્ટ થશે. માટે અહો! આર્ય પુત્રો! ઉઠો! કૈસરેહિંદના શીતળ છાંયાતળે આ અમૂલ્ય લ્હાવ લેવા મેદાન પડો.

ભલી ગુજરાતનું ભલું થાઓ.

